

# શિક્ષણ એક સેવા.

( અંગ્રેજીમાં લખનાર

જે. કૃષ્ણમૂર્તિ

પ્રકાશક.

મનમોહનદાસ દયાળદાસ શરાફ.

---

કીંમત ૩ આના.

---

૧૯૧૩

# શિક્ષણઃ એક સેવા.

## જે. કૃષ્ણમૂર્તિ

(આલ્કિઓની)

ના "એજ્યુકેશન એઝ સરવીસ" એ નામના ઇંગ્રેજી પુસ્તકનું આ ગુજરાતી ભાષાન્તર, કર્તાની પરવાનગીથી કર્યું છે.



પ્રકાશક

મનમોહનદાસ દયાળદાસ શરાફ.



કીમત ૩ આના



૧૯૧૩

---

આ "શિક્ષણ એક સેવા" નં૦ ૯૩ ચીંચપોકલી પરેલરોડપર
લેડી નૉર્થકોટ હિંદુ ઓર્ફનેજ, કે. એન. સેલર પ્રેસમાં
ભાણજી દેવચંદ મહેતાએ છાપ્યું છે, અને
મનમોહનદાસ દયાળદાસ શરાફે—મુંબઈ—ગીરગામ
મોરારજી ગોકલદાસની નવી બીલડીંગમાં
પ્રસિધ્ધ કર્યું છે.

---

# પ્રસ્તાવના.



આ લઘુ પુસ્તકના લેખકનો, ઘણા પૂર્વકાલના જન્મોમાં, શિક્ષણના કાર્ય સાથે ઘણો સંબંધ હતો; અને તે પોતાની સાથે આ જન્મમાં શિક્ષણ માટે પ્રબળ ઉત્સાહ લાવ્યો હોય એમ દેખાય છે. તેણે, પોતાની કાશીની મુલાકાતને પ્રસંગે, સેન્ટ્રલ હિંદુ કૅલૅજમાં થતાં કાર્યોની ઘણી વીગતો ઉપર બારીક લક્ષ આપ્યું હતું. તે અવ-લોકન કરીને પ્રશ્ન પુછતો અને ત્યાં તેણે શિક્ષકો અને શિષ્યો વચ્ચે દક્ષિણ હિંદના પોતાની શાળાના અનુભવથી ભિન્ન પ્રકારનો સંબંધ જોઇને તેની નોંધ લઇ રાખી હતી આ પ્રશ્ન ઉપર તેનું મન ઘોળાયા કરતું હોય એમ જણાય છે અને આ લઘુ ગ્રંથમાં વર્તમાન વ્યવસ્થા સુધારવામાં આવશ્યક જણાતી શિક્ષણ સંબંધી ઉચ્ચ ભાવનાઓ તેણે આગળ કરેલી છે.

હિંદુસ્થાનમાં હતો તેટલે દરજ્જે શિક્ષકનો મોભો ઉંચે ચઢાવવો જોઇએ કે જેથી શિક્ષકને સ્થાને બેસવું એ સામાજીકમાનનું ચિન્હ ગણી શકાય. તેનું કાર્ય જગતના કારભારમાં મહાન શિક્ષણ ખાતાને લગતું હોય એમ ગણવું જોઇએ, અને તેનો તેના શિષ્ય સાથેનો સંબંધ શ્રી ગુરૂદેવ અને તેમના શિષ્યો વચ્ચેના સંબંધના જેવો હોવો જોઇએ. એક તરફના રક્ષણ આપનાર અને ઉન્નતિ કારક પ્રેમને સામી તરફથી વિશ્વાસ અને શ્રદ્ધા યુક્ત પ્રેમથી

ઉત્તર મળવો જોઇએ. આજે અતિશયોક અને આગળ વધેલી જણાય તોપણ ખરેખર આ હિન્દુ ભાવના પુરાણી છે અને તેનો પુનરૂદ્ધાર ક્યાં પણ શક્ય હોય તો તે હિંદુઓને માટે એક હિંદુએ કરવો જોઇએ. પુરાણી હિંદુ ભાવનાઓ થીઑસૉફીમાંથી પોતાનું જીવનરસ મેળવે છે અને થીઑસૉફીજ પ્રાચીન જીવન-રસને માટે નવા વાસણો ઘડી શકે એમ છે—માટે જ્યાં આ ભાવનાઓ દૃશ્ય રૂપ લઇ શકે તેવી એક થીઑસૉફીકલ કૉલેજ અને શાળાનું મનોગત સ્વપ્ન આ લેખકના મનમાં તરી રહ્યુંછે.

નેતરની ઘાતકી સજાજ નહિ પણ યુવકોને હિંમતવાન અને માનનીય બનાવવાને બદલે દંભી બનાવનારા સજાના બધા પ્રકારો અદૃશ્ય થવાજ જોઇએ. શિક્ષકે પોતાના જીવનમાં ઉચ્ચ ભાવનાનું સ્વરૂપ પ્રદર્શિત કરવું કે જેથી શિષ્ય વખાણ અને પ્રેમની લાગણી સાથે તેનું અનુકરણ કરવા દોરાય. ખરાબ અસર નીચે નહિ આવેલો બાળક કેટલો જલદીથી ઉમદા વિચાર ગ્રહણ કરે છે તે જેઓ જાણે છે તે સમજી શકશે કે ભયરૂપી દંડને બદલે પ્રેમરૂપી રાજદંડથી અધિ-કાર ચલાવનાર અને ઉત્તમ દ્રષ્ટાંતથી ઉત્તેજિત કરનાર શિક્ષકની અસર કેવી પ્રબળ હોય છે. વળી આલ્કીઓની આપણને સ્મરણ કરાવે છે તેમ શિક્ષક અને શિષ્યમાં એકજ જીવન પ્રવાહ વહે છે અને તે દિવ્ય જીવન પ્રવાહને સર્વ કાંઇ શક્ય છે.

શિક્ષણનું બંધારણ બાલકની જરૂરીયાત ધ્યાનમાં લઇને બંધાવું જોઇએ અને દરેક જણે સરકારે ઠેરવેલા એકજ માર્ગે જવું જોઇએ

એવી રીતનું તેને રૂપ અપાવું જોઇએ નહિ. બાલકની શક્તિ અને તે ઉપરથી ચોક્કસ માર્ગ ગ્રહણ કરવાની તેની યોગ્યતા લક્ષમાં લઈને તેના શિક્ષણનું રૂપ ઘડાવું જોઇએ. સારાંશ કે બાલકનું હિત સર્વોપરિ ગણાવું જોઇએ; ખરો શિક્ષક સેવા કરવા માટેજ જીવે છે.

શાળા, ભલી અને આનંદી અસરોનું કેન્દ્ર થવું જોઇએ; અને ત્યાંથી પડોશમાં તે કિરણો ફેલાવવા જોઇએ; ચારિત્ર ઘડવા તરફ અને ભલા નાગરિક અને સ્વદેશ પ્રેમી બનાવવા તરફ અભ્યાસ અને રમત ગમતોનું વલણ હોવું જોઇએ.

આવી રીતે ભવિષ્યમાં શિક્ષક બનનારો આ બાલક ભાવિ શક્ય તાઓનાં સ્વપ્ન જુએ છે. ઉમદા મનુષ્યત્વના બલ થકી તેના યુવાવસ્થાઓનાં પવિત્ર સ્વપ્નાંઓ સત્ય થાઓ અને પૃથ્વીનાં વેરા-નોને આનંદિત કરનાર અને ગુલાબની માફક ખીલવનાર શક્તિરૂપ થઇ રહો !

એની બીસેન્ટ.

# અનુક્રમણિકા.

જગદ્ગુરુ

અને તેમના

અનુયાયિઓને

અર્પણ.

# શરૂઆતના બે બોલ.

---

આ લઘુ ગ્રંથમાં કરેલી સુચનાઓમાંથી ઘણી મારી પ્રાથમિક શાળાના અનુભવ ઉપરથી કરેલી છે; ગુપ્તજ્ઞાન અથવા પરાવિદ્યાની કેળવણી આપતી વખતે જે રીતિ વાપરવામાં આવે છે તેના જાતિ અનુભવ પછી બાલકોનાં જીવન સાધારણ રીતે હોય છે તે કરતાં વધારે સુખી કરી શકાય એમ હું જોઇ શકયો છું. શિક્ષણ આપવાના ખરા અને ખોટા બન્ને માર્ગનો મને અનુભવ મળેલો છે અને તેથી બીજાઓને સત્ય માર્ગ તરફ જવામાં હું મદદ કરવા ઇચ્છું છું. આ વિષય મારા શ્રી ગુરૂના હૃદયમાં અતિ અગત્યની જગા રોકતો હોવાથી હું તે વિષે લખું છું; અને હું અત્રે કહું છું તેનો મોટો ભાગ તેની તરફથી મેં સાંભળ્યું છે તેનો માત્ર ઝાંખો પ્રતિધ્વનિ છે. વળી છેલ્લાં બે વર્ષ દરમ્યાન મી. જયોર્જ એરન્ડલ અને તેના ભકિતશીલ મદદગાર ટોળાએ બનારસની સેન્ત્રલ હિંદુ કોલેજમાં કરેલું કામ મેં જોયું છે. પોતાના નાના ભાઇઓ જેવા ગણીને વિદ્યાર્થિઓની અખંડ સેવામાં પોતાની શકિત અને વખતનો વ્યય આનંદથી કરતાં મેં શિક્ષકોને જોયા છે. અને તેમજ મેં બાલકોને પોતાની તરફથી પૂજય ભાવ અને વહાલથી આભાર માનતા પણ જોયા છે કે જે હું કદી શકય ધારતો નહોતો.

જો કે એમ ધારવામાં આવે કે આ પુસ્તકમાં આગળ કરવામાં આવેલા આદર્શો અને ભાવનાઓ પુરેપુરી રીતે બધા

શિક્ષકો અનુભવમાં લાવી શકે નહિ અને સાધારણ શાળાઓમાં તેનો અમલ થઇ શકે નહિ, તોપણ હું એક સંસ્થા તરફ ધ્યાન ખેંચી શકું છું કે જ્યાં આ પુસ્તકમાં કરેલી સૂચનાઓમાંની ઘણી, ખરેખરી રીતે, અમલમાં મૂકાઇ છે. ઘણી શાળાઓમાં હાલ તેમાંની કેટલીક સૂચનાઓ અમલમાં મૂકી શકાય નહિ એ બનવા જોગ છે; પણ જેવા શિક્ષકો આ સૂચનાઓ ઇચ્છવા યોગ્ય ધારશે અને પોતાના કાર્યનું ખરૂં મહત્વ સમજતા થશે કે તરતજ તેને માન્ય કરીને અમલમાં મૂકશે.

ઘણી ખરી સૂચનાઓ, હું ધારૂં છું કે, બધા દેશો અને બધા ધર્મોને લાગુ પાડી શકાય અને તેની મતલબ ધર્મ અને જ્ઞાતિ, જાતિ અને વર્ણના ભેદ રહિત એક સામાન્ય ભ્રાતૃભાવનો ઉચ્ચાર કરવાની છે. જીવન પ્રવાહનું ઐકય અને તેના હેતુની એકનિષ્ટતા જો શાળામાં આવતા બાળકોને શીખવવામાં આવે તો ભવિષ્ય સંબંધની આપણી આશાઓ કેટલી બધી વધારે ઉજજવલિત થાય! બીજી પ્રજાઓની પરંપરાથી ઉતરી આવેલી લોકકથા તરફ કટાક્ષની નજરે જોઈ પોતાનીજ મહાકથાઓમાં આનંદ લેતાં શિખવવાને બદલે, સમસ્ત જગતમાં, એક વિશાળ કુટુંબના બાળકો પેઠે પરસ્પર પ્રેમ અને દીલસોજીનું શિક્ષણ અપાય તો જાતિ અને પ્રજાઓનો એક બીજાનો અવિશ્વાસ દુર થાય. ખરેખરી સ્વદેશભકિતનો ગુણ બાળકો માટે ઉમદા છે કારણકે તે નિસ્પૃહતા તેમજ ઉચ્ચ ભાવનાઓ માટેનો જુસ્સો દર્શાવે છે; પણ બીજી પ્રજાઓપ્રતિ તિરસ્કાર બતાવવામાં તેનો ઉપયોગ થાય તો તે ખોટું સ્વદેશાભિમાનજ

સમજવું. બાળકોમાં સ્વદેશ માટે પ્રેમ જાગૃત કરવા અને તેની સેવા માટે ઉત્સાહ ઉત્પન્ન કરવા જુદી જુદી પ્રજાઓમાં કેટલાક બંધારણો છે. એમ મેં સાંભળ્યું છે—અને તે ખરેખર સારૂં છે; પણ હું આશ્ચર્ય પામું છું કે બધી પ્રજાના બાળકોને સામાન્ય ઉચ્ચ ભાવનાઓ આપવા માટે અને સત્કાર્યના પાયારૂપ જે મનુષ્યજાતિના ભ્રાતૃત્વનું જ્ઞાન -તેનો પ્રસાર કરવા માટે સર્વ પ્રજાઓનું એકત્ર બંધારણ ક્યારે થશે ?

મારા વહાલા માતુશ્રી **મીસીસ** એની **બીસેન્ટનો** તેમણે આ પુસ્તક લખતી વખતે કરેલી મદદ માટે અને મારા પરમ મિત્ર **મી.** એરન્ડેલ જેની સાથે આ વિષય ઉપર મેં વારંવાર વાતચિત કરેલી છે -તેનો ઘણી ઉપયોગી સૂચનાઓ માટે હું આભાર માનું છું.

જે. કૃષ્ણમૂર્તિ.

# શિક્ષણ: એક સેવા.

"શ્રી ગુરુચરણે" માં, મારી આસપાસનાઓને ઉત્તમ રીતે ઉપયોગી કેમ થવું તે શીખવા તૈયાર કરતાં મારા ગુરુદેવ તરફથી મળેલાં બોધ વચનો, મેં લખ્યાં છે. તે પુસ્તકના તમામ વાંચકો જોઈ શકશે કે શ્રી ગુરુના શબ્દો કેવો ઉત્સાહ આપે છે અને બીજાઓની સેવા માટે પોતાને તૈયાર કરવાની કેવી આતુર ઇચ્છા દરેક વાંચકમાં ઉત્પન્ન કરે છે. મને યોગ્ય રસ્તે દોરવવા માટે જેમની તરફ હું દૃષ્ટિ કરું છું તેમની પ્રેમપૂર્ણ સંભાળથી મને કેટલી મદદ મળી છે તે હું જાણું છું, અને તેમના તરફથી મળેલી મદદ હું બીજાઓને પહોંચાડવા આતુર છું.

શ્રી ગુરૂના ઉપદેશો સર્વત્ર લાગુ પાડી શકાય એમ હું માનું છું. તે ઉપદેશો જ્ઞાનનાં દ્વાર ઉઘાડનારી દિક્ષાના અધિકારી થવા નિશ્ચયપૂર્વક પ્રવાસ કરનારાઓનેજ નહિ પણ જેઓ જગત્‌ના સામાન્ય વ્યવહારમાં રહીને નિસ્પૃહપણે અને ઉત્સાહથી પોતાનું કર્તવ્ય કરવા આતુર છે તેમને પણ ઉપયોગી છે. શિક્ષકનું કાર્ય ઉચ્ચતમ કાર્યો માંહેલું એક છે: શ્રી ગુરૂદેવના શબ્દોથી એની ઉપર કેવો પ્રકાશ પડે છે તે આપણે જોઈએ.

"શ્રી ગુરૂચરણે"માં આપેલા ચાર ગુણો લઈને, શિક્ષક અને શિષ્યનાં જીવન અને તેમની વચ્ચેના સંબંધને તે શી રીતે લાગુ પાડી શકાય તે બતાવવા હું યત્ન કરીશ.

શિક્ષણ માટે અતિ આવશ્યક ગુણ પ્રેમ છે. તે હું પ્રથમ લઇશ.

વર્તમાન કાળમાં બીજા વિદ્વાન ધંધાની પંક્તિ ઉપર શિક્ષકનો ઓધ્ધો મુકવામાં આવતો નથી એ શોચનીય છે. કોઇપણ પુરૂષ શિક્ષક થવા માટે લાયક મનાય છે, અને પરિણામે તેને કંઇ પણ માન અપાતું નથી. તેથી સ્વાભાવિક રીતે બહુ બુદ્ધિમાન વિદ્યાર્થીઓ તે ધંધા તરફ આકર્ષાતા નથી. પણ શિક્ષકનો ઓધ્ધો પ્રજામાટે અતિશય પવિત્ર અને સર્વથી પહેલ્રી અગત્યતા ધરાવનારો છે કારણ કે તે બાલ અને બાલાઓનું એટલે ભવિષ્યની પ્રજાનું ચારિત્ર ઘડેછે. પ્રાચીન કાળમાં આ ધંધો એટલો પવિત્ર મનાતો કે માત્ર ધર્માચાર્યો શિક્ષક થતા અને મંદિરનો એક ભાગ શાળા તરીકે વપરાતો. ભરતખંડમાં શિક્ષકઉપર વિશ્વાસ એટલો બધો રાખવામાં આવતો કે પિતાઓ પોતાના પુત્રોને વર્ષોસુધી તેમને સંપૂર્ણ રીતે સોંપી દેતા અને શિક્ષક અને શિષ્યો એક કુટુંબના હોય તેવી રીતે રહેતા. શિક્ષક અને શિષ્ય વચ્ચે આવો સુખી સંબંધ ફરીથી લાવી શકાય તે માટે શિક્ષકના આવશ્યક ગુણોમાં પ્રેમને હું પ્રથમ સ્થાન આપુંછું. આપણે જોવાની આશા રાખીએ છીએ તેવી મહાન પ્રજા હિંદને ફરીથી થવું હોય તો આવો અસલના વખતનો સુખી સંબંધ પુનઃ સ્થાપિત થવો જોઇએ.

# ૧. પ્રેમ.

પ્રેમ બીજા સર્વ સાધનો પ્રાપ્ત કરાવે છે અને આ "વિના બીજા સઘળા સાધનો સર્વદા અપૂર્ણજ રહે છે" એમ મારા ગુરૂદેવે મને શીખવ્યું છે. માટે જ્યાં સુધી પોતાના સ્વભાવમાં પ્રેમ દૃઢતમ ગુણ છે એમ દરરોજના વ્યવહારમાં બતાવે નહિ ત્યાંસુધી કોઇએ પણ શિક્ષક થવું જોઇએ નહિ—રે! કોઇને પણ થવા દેવો જોઇએ નહિ. શિક્ષક થવાની યોગ્યતા આવે એટલે દરજજે કોઇ માણસમાં પ્રેમ છે કે નહિ તે આપણે કેમ જાણી શકીએ એમ પ્રશ્ન ઉઠે. નાની ઉમરમાં જેમ કોઇ બાલક એક યા બીજા ધંધાને માટે સ્વભાવિક શકિત બતાવે છે તેવીજ રીતે કોઇ બાલકનો વિશેષ બળવાન પ્રેમી સ્વભાવ તેની શિક્ષક થવાની ખાસ લાયકાત દેખાડી શકે. જેમ બીજા ધંધાને માટે બાલકો કેળવાય છે તેવીજ રીતે આવા બાલકોને શિક્ષકના ધંધા માટે નિશ્ચિતપણે કેળવવા જોઇએ.

સર્વ વ્યવહારોને માટે તૈયાર થતા વિદ્યાર્થીઓ એકજ શાળામાં સાથે જીવન ગાળે છે અને જો તેમનું શાળા માંહેલું જીવન સુખી હોય તોજ તેઓ મોટી ઉમરે મનુષ્ય તરીકે પ્રજાને ઉપયોગી થઇ શકે. બાલક સ્વભાવથીજ સુખી અને આનંદી હોય છે અને જો શાળામાં અને ઘેરે એ આનંદને જીવંત રહેવા દઇ વૃદ્ધિ પામવા દેવામાં આવે તો તે બાલક મોટો થતાં બીજાઓને સુખી કરશે. પ્રેમ અને દીલસોજી ભરેલો શિક્ષક બાલકોને આકર્ષી તેમનું શાળા જીવન આનંદી કરશે. મારા ગુરૂદેવે એક વખત કહ્યું છે કે "બાલકો શીખવાને આતુર હોય છે અને જો શિક્ષક તેમને રસ

લગાડી શકે નહિ અને તેમના પાઠ અને અભ્યાસને ચહાતાં કરી શકે નહિ તો તે શિક્ષક થવાને લાયક નથી; અને તેણે કોઇ બીજો ધંધો પસંદ કરવો જોઇએ." તેમણે એમ પણ કહેલું છે કે "જેઓ મારાં છે તેમને શીખવવું અને બીજાઓની સેવા કરવી એ બન્ને પ્રિય હોય છે. એક ભુખ્યો મનુષ્ય ખોરાક શોધે છે તેવી રીતે તેઓ સેવા કરવાની તક શોધે છે અને સર્વદા તેની તપાસમાં રહે છે. દિવ્ય પ્રેમથી તેમનાં હૃદય એટલાં પૂર્ણ હોય છે કે તેમાંથી આસપાસનાઓ માટે પ્રેમ ઉભરાઇ જાય છે. આવા મનુષ્યોજ શિક્ષક થવાને લાયક છે. શિક્ષણ એ તેમનો માત્ર પવિત્ર અને આવશ્યક ધર્મજ નહિ પણ અનુપમ આનંદ હોય છે."

એક દીલસોજ શિક્ષક તેનાં શિષ્યોના ઉત્તમ ગુણોને બહાર લાવેછે અને તેનો માયાળુ સ્વભાવ તેમને પોતાથી ડરતા અટકાવેછે. એવા પ્રસંગ હેઠળ દરેક બાલક પોતે હોય તેવો બહાર દેખાય છે અને શિક્ષક તેને લાયકનો ધંધો અનુસરવામાં મદદ આપવા શકિતવાન થાયછે. પ્રીતિ અને દીલસોજી મળશે એમ જાણી આવા શિક્ષક પાસે બાલક પોતાની બધી મુશ્કેલીઓ લાવશે અને જેના તરફથી પ્રીતિયુકત મદદની પોતે ચોક્કસ આશા રાખેછે તેની પાસે છૂપાવવાને બદલે પોતાના સર્વ દોષ ઉઘાડા કરવા ખુશી થશે. ભલો શિક્ષક પોતાનાં બાલપણ અને યુવાવસ્થાને યાદ કરેછે અને તેથી જે બાલક તેની પાસે આવેછે તેના મનની સ્થિતિ પોતે અનુભવી શકેછે. મારા ગુરૂદેવે કહ્યું છે કે "જે પુરૂષ પોતાની બાલ્યાવસ્થા ભુલી ગયોછે અને બાલકો તરફ દીલસોજી બતાવી શકતો નથી તે પુરૂષ બાલકોને શીખવી કે મદદ કરી શકતો નથી."

શિક્ષકને તેના શિષ્યપ્રતિનો રક્ષણ અને સહાય આપનાર પ્રેમ શિષ્યના પ્રેમને બહાર આણશે અને જ્યારે શિષ્ય તેના શિક્ષક તરફ ઉંચું જોવા માંડશે ત્યારે તેનો પ્રેમ પૂજ્યભાવનું રૂપ ધારણ કરશે. આવી રીતે બાલ્યાવસ્થામાં ઉત્પન્ન થયેલો પૂજ્યભાવ તેની ઉમર સાથે વૃદ્ધિ પામતો જશે અને મોટાઇને ઓળખી સદા માન આપવાની ટેવનું રૂપ લેશે અને તેને વખતના વહેવા સાથે કદાચ શ્રીગુરૂદેવના ચરણકમળસુધી પણ દોરી જાય. શિક્ષક તરફનો પ્રેમ તેને નમ્ર અને સરલતાથી દોરી શકાય એવો બનાવશે અને તેથી સજાનો સવાલ કદાપિ ઉભો થશે નહિ. આવી રીતે શિક્ષક અને શિષ્યના પરસ્પરના સંબંધમાં વર્તમાનકાળમાં વિષ રેડનાર ભયનું એક સબળ કારણ નાશ પામશે. આપણા માંહેલા જેઓ સત્ય ગુરૂના શિષ્ય થવાનું સુખ મેળવી શક્યા છે તેઓ આ સંબંધ કેવો હોવો જોઇએ તે જાણેછે. આપણે ભૂલો કરી હોય અથવા નિર્બળતા દેખાડી હોય તોપણ ગુરૂદેવ આપણી સાથે અદભૂત ધૈર્ય, નમ્રતા અને દીલસોજી બતાવેછે તે આપણે જાણીએ છીયે. તેમ છતાં સાધારણ શિક્ષક અને શિષ્ય વચ્ચેના અંતર કરતાં વિશેષ અંતર તેમની અને આપણી વચ્ચે છે. જેવી રીતે શ્રી ગુરૂદેવ જગતની સેવા માટે પોતાને અર્પણ કરેછે તેવી રીતે શિક્ષક પોતાના ઓધ્ધાને લીધે પોતાને પ્રજાની સેવા માટે અર્પણ થયેલો ગણવા માંડશે ત્યારે તે, જગતનું મહાન શિક્ષણ ખાતું કે જેને લગતા મારા ગુરૂદેવ પણ છે અને જેનું સર્વોપરિ વડપણ દેવ અને મનુષ્ય જાતિના મહાન્ શિક્ષક (જગદ્‌ગુરૂ) ના હાથમાં છે, તે ખાતાનું એક અંગ બનશે.

આવી રીતે ઘણાક છોકરાઓ કેળવી શકાય નહિ એમ જો કોઇ કહે તો તેનો ઉત્તર એટલોજ છે કે આવા છોકરાઓ કેળવણીની ખરાબ રીતને લીધે પહેલાનાજ બગડી ગયલા હોય છે. આમ છતાં પણ વધારે ધૈર્ય અને ચાલુ પ્રેમથી તેઓ ધીમે ધીમે સુધરવાજ જોઈએ. આ રીત જ્યાં વાપરવામાં આવીછે ત્યાં ફતેહમંદજ નિવડી છે.

શાળાના વખતમાં પ્રેમના વાતાવરણમાં રહેવાથી બાલક વધારે સારો પુત્ર થશે, વધારે સારો બંધુ થશે, અને જેમ હાલમાં બાળક કંટાળેલો અને ઉદાસીન ઘેર જાયછે તેને બદલે તે બલ અને જુસ્સાની લાગણી સાથે જશે. સમય આવતાં જ્યારે તે ગૃહસ્થાશ્રમી થશે ત્યારે પોતાના ઘરને જેવા પ્રેમમાં પોતે ઉછર્યો હતો તેવા પ્રેમથી ભરશે અને આપ્રમાણે સુખ વંશપરંપરા વિસ્તાર અને વૃદ્ધિ પામતું જશે. આવો બાલક જ્યારે પિતા થશે ત્યારે હાલમાં જેમ ઘણા કરેછે, કે જાણે પુત્ર મિલકતનો એક ભાગ હોય, જાણે પુત્ર પિતાનેજ ખાતર હોય, તેમ તેની તરફ માત્ર સ્વાર્થ દૃષ્ટિથી જોશે નહિ. કેટલાક માબાપો બાલકની ઇચ્છાનો જરાપણ વિચાર કર્યાવિના તેના ધંધા અને લગ્નના સંબંધથી કુટુંબની આબાદી અને કીર્તિ વધારવાના એક સાધન તરીકેજ તેને ગણે છે. પણ ડાહ્યો પિતા મિત્રની માફક પોતાના પુત્રની સલાહ લે છે, તેની ઇચ્છા જાણવા માટે શ્રમ ઉઠાવે છે, અને તે ઘટતી રીતે પાર પાડવામાં પોતાના પુખ્ત અનુભવની મદદ આપે છે. વળી તે પોતાનો પુત્ર એક જીવ છે અને તેને મદદ કરી સારૂં કર્મ મેળવવાની તક આપવા ખાતર પિતા પાસે આવેલો છે એ પણ લક્ષમાં રાખે છે. પોતાના

પુત્રનો દેહ બાલક હોય તોપણ તેની અંદર રહેલો આત્મા પોતાના જેટલોજ વૃદ્ધ છે અને તેટલામાટે તેની તરફ માન અને વહાલથી વર્તવું જોઇએ એ પણ તે કદી ભૂલતો નથી.

ઘર અને શાળામાંહેલો પ્રેમ સ્વભાવિક રીતે નાની નાની સેવા રૂપે ચાલુ દેખાવ દેશે, અને એક એવી ટેવ બંધાશે કે જે વધતી-જઇ પ્રજાને મોટાઇ અપાવનાર સેવાનાં વધારે પરાક્રમી અને મોટાં કાર્યો કરાવશે.

નિર્દયતા પ્રેમની વિરૂદ્ધનું એક પાપ કર્મ છે એ સંબંધમાં શ્રીગુરૂ ઘણું કહેછે, અને તેમાં જાણી જોઇને કરવામાં આવતી અને અજાણતા થઇ જતી એવા બે ભેદ બતાવે છે. તેઓ કહે છે કે “ કોઇ પણ જીવતા પ્રાણીને હેતુપૂર્વક દુઃખ દેવું તે જાણી જોઇને કરવામાં આવતી નિર્દયતા છે અને તે સૌથી મોટામાં મોટું પાપ છે—તે માનુષી કર્મ નહિ પણ રાક્ષસી કર્મજ ગણાય.” નેતરનો ઉપયોગ આ વર્ગમાં આવે છે કારણ કે ઈરાદાપૂર્વકની નિર્દયતાના સંબંધમાં તેઓ કહેછે કે “ ઘણા શિક્ષકોને આવું કામ હમેંશા કરવાની ટેવ પડી ગયેલી છે.” બાલકનું સ્વમાન હીન કરવા અને તેની લાગણી દુઃખવવાના ઈરાદાથી કરેલાં કાર્યો અને વાપરેલા શબ્દો પણ આમાંજ સમાવવા જોઇએ. કેટલાક દેશોમાં શરીરને ઈજા કરવાની શિક્ષા બંધ પાડવામાં આવી છે પણ ઘણા દેશોમાં તે રીવાજ હજી ચાલુ છે. પણ મારા ગુરૂદેવે કહ્યું છે કે “ આ સર્વ લોકો ‘ એ તો એમ ચાલતુંજ આવ્યું છે ’ એમ કહી પોતાની પશુવૃત્તિનો ખોટો બચાવ કરેછે, પણ ઘણા લોકો અમુક ગુન્હારૂપ કાર્ય કરે તેથી તે કાર્ય

ગુન્હારૂપ નથી એમ કાંઇ સિદ્ધ થતું નથી. કર્મ રૂઢી અથવા રીતરીવાજની પરવા કરતું નથી; આ નિર્દયપણાનું કર્મ સર્વથી વિશેષ ભયંકર છે. આર્યાવર્તમાં આવા રીતરીવાજને માટે કશો બચાવ નથી કારણકે અહિંસાનો ધર્મ સર્વને સારી રીતે જાણીતો છે.”

‘સજા’નો આખો ખ્યાલ ખોટોજ નહિં પણ મૂર્ખાઇ ભરેલો છે. બાલકોને પોતાની ઇચ્છા પ્રમાણે ચલાવવા માટે જે શિક્ષક ભયનો ઉપયોગ કરે છે તે જોતો નથી કે તેઓ માત્ર તેની હાજરીમાં તાબે થાય છે પણ જેવા તેઓ નજરની બહાર જશે કે તેના નિયમો ઉપર લક્ષ નહિ આપશે અથવા તેની ઉપર ચાહ નહિ હોવાથી તે ભંગ કરવામાં આનંદ માનશે. પણ જો તેઓ તેના ચાહને લીધે અથવા તેને ખુશી કરવા માટે તેની ઇચ્છાને અનુસરતા હશે તો તેની ગેરહાજરીમાં પણ તેના નિયમો પાળશે અને આ પ્રમાણે તેનું કાર્ય વધારે સરલ બનાવશે. બાલકોનાં ચારિત્રમાં ભય અને અણગમો ખીલવ્યાને બદલે, ડાહ્યો શિક્ષક તેમનામાં પ્રેમ અને ભક્તિ ઉત્પન્ન કરી પોતાની ધારણા પાર પાડશે, અને આવી રીતે જે કાંઇ સારૂં હશે તે મજબુત કરી તેમને ઉન્નતિના માર્ગમાં મદદ કરશે.

વળી બાલકને સુધારવાનો યત્ન કરવાને બદલે કાઢી મૂકવાનો અને પીડાકારક છોકરાઓથી છૂટા થવાનો વિચાર પણ ખોટો છે. વળી જ્યારે બીજા છોકરાઓની ખાતર અમુક છોકરાને છૂટો પાડવાની જરૂર પડે ત્યારે પણ તેના ભલાનો સવાલ વિસરાવો જોઇએ નહિ. ખરૂં કહીએ તો બધી રીતે શાળાની

વ્યવસ્થા શિક્ષકની મેહેનત બચાવવા ખાતર નહિ પણ બાળકોના ભલા માટે હોવી જોઇએ. પ્રેમી શિક્ષક પોતાને લેવા પડતા કષ્ટનો વિચાર કરતો નથી.

અજાણતા થયેલી નિર્દયતા ઘણી વખતે અવિચારીપણાને લીધે હોય છે અને શિક્ષકે વિચાર કરવાની ખામીને લીધે પોતાના શબ્દો અથવા કાર્યોમાં નિર્દયતા પ્રવેશ ન કરે તેની બહુ સાવચેતી રાખવી જોઇએ. શિક્ષકો ઘણી વખતે અગત્યના કામમાં રોકાયલા હોય અથવા બહારના કોઇ સંતાપથી કંટાળેલા હોય તે વખતે ઉતાવળા શબ્દોથી લાગણી દુખવે છે. શિક્ષક તે બનાવ કદાચ ભૂલી જાય અથવા બીન અગત્યનો ગણી કાઢે, પણ આવા પુષ્કળ બનાવોમાં એક લાગણીવાળા બાલકને ઘા લાગ્યો હોય છે અને શિક્ષકના શબ્દો ફરી ફરી મનમાં લાવી તે ઘણા પ્રકારના મૂર્ખ અને અતિશયોક્તિથી પૂર્ણ તરંગોમાં લપટાઇ જાય છે. આ પ્રમાણે શિક્ષક અને બાળકો વચ્ચે ઘણી ગેરસમજુતીઓ ઉભી થાય છે, અને જોકે બાળકોએ ધીર અને ઉદાર થવું જોઇએ અને શિક્ષક બની શકે તેટલી મદદ આપવા આતુર છે એમ લક્ષમાં રાખવું જોઇએ, તોપણ શિક્ષકે પોતાની તરફથી ગમે તેટલા કાર્યમાં ગુંથાયા છતાં વાણી અને કર્મમાં નમ્રતા પ્રકટ કરવા અને શબ્દો ઉપર બારીક તપાસ રાખવા સર્વદા તત્પર રહેવું જોઇએ.

પોતાના કરતાં ન્હાના અને નબળા બાળકો તરફ જો શિક્ષક હમેંશા નમ્ર રહે તો તે તેમને નાનાં બચ્ચાં, ચોપગાં જાનવર,

પક્ષી અને બીજાં જીવંત પ્રાણીઓ તરફ દયા દેખાડવાનો અગત્યનો પાઠ સહેલાઇથી શીખવી શકશે. નમ્ર અને કળથી કામ લે એવા મોટી ઉમરના બાળકોને રસ્તે ચાલતાં ચાલતાં પ્રાણીઓની હાલત ઉપર લક્ષ આપવા અને ક્યાંક ઘાતકી રીતનું વર્તન જોવામાં આવે તો વધારે દયાથી વર્તવા માટે વિવેક અને નમ્રતા સાથે પ્રાર્થના કરવા ઉત્તેજન આપવું જોઇએ. શિકાર કરવો અને પ્રાણીઓને મારી નાંખવા જેવું જ્યાં હોય તેને ગમતનું નામ આપી શકાય નહિ એમ પણ શિષ્યના મન ઉપર ઠસાવવું જોઇએ. ગમત એ શબ્દ માત્ર મરદાનગી ભરેલી રમત અને કસરત માટે વાપરવો પણ તેનો ઉપયોગ પ્રાણીઓને ઘાયલ કરવા અથવા મારી નાખવાના કાર્ય માટે કરવો. નહિ. મારા ગુરૂદેવ કહે છે કે "નિર્દયતાના કર્મનું ફળ એવા મનુષ્યોને પણ મળવું જોઇએ કે જેઓ ઇશ્વરના પ્રાણીઓને જાણી જોઇને મારવા માટે શિકારપર જાય છે અને તેને 'શિકારની ગમત'નું નામ આપે છે."

નિંદાને શ્રીગુરૂ પ્રેમની વિરૂદ્ધનું પાપ કર્મ કહે છે પણ તેનાથી કેટલું દુઃખ ફેલાય છે અને કેટલું નુકસાન થાય છે તેનો શિક્ષકને બરાબર ખ્યાલ હોય એમ હું ધારતો નથી. શિક્ષકે નિંદાથી શિષ્યોની મુશ્કેલીઓ ન વધે તે માટે સાવચેત રહેવું. શાળામાં ખરાબ નામથી કોઇ છોકરાને બોલાવવામાં ન આવે તેનો બંદોબસ્ત કરવો અને શાળાને લગતા શિક્ષક અથવા બાલક વિષે કોઇ બુરૂં બોલે નહિ એવો નિયમ ઠરાવવો.

મારા ગુરૂદેવ કહે છે કે કોઇના પણ દોષની વાત કરવાથી આપણે તે મજબુત કરીએ છીએ એટલુંજ નહિ પણ આપણું મન

ખરાબ વિચારોથી ભરીએ છીએ. આપણા અધમ સ્વભાવને દબાવવા માટે એકજ માર્ગ તેના ઉમદા તત્વોને દઢ કરવાનો છે, અને જો કે પોતાના હાથમાં સોંપવામાં આવેલા બાલકના દોષ જાણવાનો શિક્ષકનો ધર્મ છે તોપણ તેણે લક્ષમાં રાખવું કે પ્રેમથી તેનું વાતાવરણ ભરવાથીજ તેના અધમ સ્વભાવનો નાશ થશે; કારણ કે આ રીતે તેના ઉમદા અને ઉત્તમ ગુણોને એટલું પોષણ મળશે કે દોષ માટે અવકાશજ નહિ રહે. બાલકના દોષ સંબંધી જેમ શિક્ષક વધારે બોલે છે તેમ તે વધારે નુકસાન કરે છે. માટે શિક્ષકે અમુક બાલકના દોષ દૂર કરવામાં તેને મદદ કરવા માટે બીજા શિક્ષકોની સલાહ લેવાના પ્રસંગ શિવાય કોઇપણ કાળે તેના દોષના સંબંધમાં બોલવું નહિ.

અંદર અંદરમાં નિંદા કરવી એ પણ નિર્દયતાનો એક પ્રકાર છે એમ બાલકોને સમજાવવું જોઇએ. કાંતો તેમના દુ:ખ ઉપર શિક્ષકનું ધ્યાન ન ખેંચાવાથી અથવા બાલકો પોતાના કાર્યથી શું નુકસાન કરતા હતા તેનો પુરતો ખ્યાલ તેમને કેમ આપવો તે નહિં સમજવાથી અને સાથીઓના અવિચારી અને દયાહીનપણાને લીધે ઘણા બાલકોનાં શાળા-જીવન દુ:ખમય થયાં છે તે હું જાણું છું: બાલકો બીજાઓની ભાષા અથવા પોશાકની વિચિત્રતા અથવા કોઇ વખતે થયેલી ભુલને પકડી લઇ પોતાના કાર્યથી કેટલું દુ:ખ ઉત્પન્ન કરે છે તેના ખ્યાલ વગર ભાગ્યહીન સાથીના સંબંધમાં નિર્દય ઇશારાઓ કરી જુલમ ગુજારે છે. આવા દાખલામાં મુખ્યત્વે સર્વ આફતનું કારણ અજ્ઞાનતા હોય છે, અને જો શિક્ષક બાલક ઉપર વગ ધરાવે છે અને તેઓ કેટલું દુ:ખ ઉપજાવે

છે તેની ધીમેથી સમજણ આપે છે તો તેઓ તરત આવી પજવણીથી પોતાનો હાથ ઉઠાવે છે.

બીજાને દુઃખ ઉત્પન્ન કરે કે પજવે એવું કંઇપણ કાર્ય વ્યાજબી હોઇ ન શકે અથવા કોઇપણ ખરા દીલનાં બાલકને આનંદ આપી ન શકે એ પણ તેમને સમજાવવું. કેટલાંક બચ્ચાં બીજાઓને ખીજવવા કે પજવવામાં આનંદ માને છે પણ તે માત્ર અજ્ઞાનતાને લીધે હોય છે. સમજ્યા પછી ફરીથી તેઓ ભ્રાતૃ ભાવની લાગણી રહિત થશે નહિ.

દરેક વર્ગમાં સર્વથી જોઇ શકાય એવા ભાગમાં મારા ગુરૂ દેવના નીચલા શબ્દો મુકાવા જોઈએ: " કોઇનું બુરૂં બોલો નહિ; કોઇ તમારી આગળ બીજાનું બુરૂં બોલતો હોય તેનું સાંભળવા ના પાડો, પણ તેને નરમાસથી કહો કે કદાચ આ વાત સત્ય નથી અને સત્ય હોય તોપણ તે વિષે ન બોલવું એ વધારે દયાળુ કૃત્ય છે. "

પ્રેમ વિરૂદ્ધના કેટલાક ગુન્હાઓ ગુન્હા ગણાતા નથી અને કમભાગ્યે તે ઘણા સાધારણ છે. આના સંબંધમાં શિક્ષકે ડહાપણથી કામ લેવું, પણ બની શકે ત્યાંસુધી પ્રેમનો ઉપદેશ કરવો અને કંઇ નહિ તો પોતાની જાતે ઉત્તમ દાખલો બેસાડવો. આમાંના ત્રણને મારા ગુરૂદેવ વહેમથી થતી નિર્દયતાના વર્ગમાં મૂકે છે.

**૧. પશુ યજ્ઞ સુધરેલી પ્રજાઓમાં માત્ર હિંદુસ્થાનમાંજ આવા યજ્ઞ થાય છે અને ત્યાં પણ હવે તે અદૃશ્ય થવા માંડયા છે. માબાપ અને**

શિક્ષકોએ બાલકોના મન ઉપર ઠસાવવું કે કોઇપણ નિર્દય રીવાજ કોઇ ખરા ધર્મનો ભાગ હોઈ શકે નહિ. કારણકે આપણે જોયું છે કે ધર્મ ઐક્ય શીખવે છે અને તેટલા માટે દરેક લાગણી ધરાવતાં પ્રાણી તરફ દયાળુ અને નમ્ર થવાને કહે છે. માટે લાચાર પ્રાણીઓને મારી નાખીને અને તેમની ઉપર નિર્દયતા દેખાડીને ઇશ્વરની સેવા થઇ શકે નહિ. જો પ્રેમનો આ પાઠ હિંદના બાલકો શાળામાં શિખે તો મોટા થઇને તેઓ આ નિર્દય વહેમનો અંત આણશે.

૨. આનાથી વધારે વિસ્તાર પામેલો વહેમ એ છે કે જેને મારા ગુરૂદેવ "મનુષ્યને ખોરાક માટે માંસની જરૂર છે એવો વધારે ક્રૂર વહેમ" કહે છે. આ બાબતમાં શિક્ષક કરતાં માબાપને વધારે લાગતુંવળગતું છે, તોપણ કંઈ નહિ તો શિક્ષક બાલકોને ખોરાક માટે પ્રાણીઓને મારી નાખવામાં સમાયેલી ક્રૂરતા ધીમે ધીમે દેખાડી શકે. આમ કર્યાથી બાલકને માંસ ખાવાની ઘેર ફરજ પડતી હોય છતાં, મોટી ઉમરે તે આહાર છોડી દેશે અને તેનાં બાલકોને પોતાને મળી હતી તેના કરતાં વધારે સારી તક આપશે. જો ઘેરે માબાપો અને શાળામાં શિક્ષકો નાનાં બાલકોને જીવંત પ્રાણીઓને રક્ષણ આપવા અને ચ્હાવાનો ધર્મ સમજાવે તો જગત્ આજે છે તે કરતાં વધારે સુખી થાય.

૩. ગુરૂદેવ કહે છે કે "વહેમને લીધે વહાલા હીંદમાં અંત્યજ (હલકા) વર્ગની સાથે જે રીતે વર્તવામાં આવે છે"

તે ઉપરથી ખુલ્લું છે કે "આ વહેમનો દોષ ભ્રાતૃભાવની ફરજ સમજનારા લોકોમાં પણ નિર્દય ઘાતકીપણું ઉત્પન્ન કરે છે." આ જાતની નિર્દયતામાંથી! મુકત થવા માટે દરેક બાલકને પ્રેમનો મહાન્ પાઠ શીખવવો. આ બાબતમાં શાળામાં તેમજ ઘેરે ઘણું કરી શકાય. શાળામાં બાલકને આ પાઠ શીખવવાની ઘણી ખાસ તકો મળે છે, અને આપણા કરતાં હલકી સ્થીતિવાળાઓ તરફ અને ગરીબો તરફ દયા અને વિવેક બતાવવાનો ધર્મ શિક્ષકે સમજાવવો જોઇએ. પુનર્જન્મને સત્ય જાણનારાઓ સમજે છે કે સર્વ એકજ કુટુંબના માણસો છે અને તેમાં કોઇ મોટા અને કોઈ નાના ભાઈ છે. નોકરો અને પોતાથી હલકા દરજજાના લોકો તરફ નમ્રતા અને આદર બતાવતાં બાલકોને શીખવવું. અભિમાન અને તોછડાઇને ઉત્તેજન આપવા જ્ઞાતિ બંધારણ નહોતાં થયાં અને મનુના કહેવા પ્રમાણે નોકરો સાથે કુટુંબના બાલકો પેઠે વર્તવું જોઇએ.

શિક્ષકના કાર્યનો મોટો ભાગ રમવાના મેદાનમાં હોય છે, અને જે શિક્ષક પોતાના શિષ્યોની રમતોમાં ભાગ લેતો નથી તે તેમનાં હૃદય કદી સંપૂર્ણ રીતે જીતશે નહિ. હિંદના બાલકો સામાન્ય રીતે રમતમાં પુરતો ભાગ લેતા નથી, અને તેટલા માટે શાળાના વખતમાંજ રમત માટે થોડો કાળ જુદો કાઢવો. વળી જે શિક્ષકો પોતાની નાની ઉમરમાં ક્રિકેટના જેવી કોઇપણ રમતો રમ્યા નથી તેમણે પણ મેદાનમાં હાજર થઇ બાલકોની રમતમાં રસ લેવો અને એવી રીતે બાલકના શિક્ષણના એક વિભાગમાં હિસ્સો આપવો.

જ્યાં બાલકોને રહેવા ખાવા માટે શાળાને લગતાં બોર્ડિંગ હાઉસ હોય ત્યાં શિક્ષકનો પ્રેમ ખાસ જરૂરનો છે, કારણ કે આ બાલકોના સંબંધમાં બોર્ડિંગ હાઉસ ઘરનું સ્થાન લે છે અને તેથી ત્યાં કુટુંબની ભાવના ઉત્પન્ન કરવાની અગત્ય છે. આનંદ અને પ્રેમથી પૂર્ણ શિક્ષકને બાલકો મોટા ભાઇ તરીકે ગણશે અને નિયમોદ્વારા નહિ થાય તેવી મુશ્કેલીઓનો નિકાલ પ્રેમદ્વારા થશે.

ખરી રીતે શાળાની સર્વ પ્રવૃત્તિઓને શિક્ષક અને શિષ્યો વચ્ચે પ્રેમ વહેતો રાખવાની નહેરો બનાવવી; અને એવી નહેરો જેમ વધારે હોય તેમ બન્ને માટે સારૂં છે. બાલક જેમ મોટો થાય છે તેમ સ્વભાવિકરીતે આવી નહેરોની સંખ્યા પણ વધેછે અને મોટી ઉમરે શાળામાંનો પ્રેમ મિત્રતાનું રૂપ લે છે. આ પ્રમાણે પ્રેમનું કાર્ય સંપૂર્ણ થશે.

સ્થૂલ પ્રેમનાં ઘણાં રૂપો છે, જેમકે પતિપત્નિનો પ્રેમ, માતા-પિતા અને બાલકનો પ્રેમ, ભાઇ બ્હેનનો પ્રેમ, સંબંધીઓ અને મિત્રો વચ્ચેનું હેત. પણ આ સર્વ પ્રેમના રૂપાંતરો શ્રી ગુરૂના શિષ્ય માટેના પ્રેમમાં એકત્ર થઇ વિકાસ પામે છે. ગુરૂદેવ પોતાના શિષ્યને માતાનું રક્ષણ અને કોમળતા, પિતાનું બલ, ભાઈબ્હેન તરફની લાગણી જાણી લેવાની શક્તિ અને સંબંધી અને મિત્ર તરફનો ઉત્સાહ એ સર્વ આપે છે. તેઓ અને તેમના શિષ્ય બન્ને એકજ છે અને શિષ્ય તેમનુંજ એક અંગ છે. આ ઉપરાંત શ્રીગુરૂ તેમના શિષ્યનું ભૂત અને ભવિષ્ય જાણે છે અને વર્તમાનની મારફતે તેને ભૂતમાંથી ભવિષ્યમાં દોરી જાય છે. શિષ્ય વર્તમાન

ઉપરાંત ભાગ્યેજ બીજું કાંઈ જાણે છે, અને તેથી તે ભૂતકાળના જ્ઞાન ઉપર પાયો બાંધી ભાવિ મોટાઈની ઇમારત ચણનાર શ્રીગુરૂના મહાન્ પ્રેમને ઓળખતો નથી. કદાચિત શ્રીગુરૂનો પ્રેમ શિષ્યને અદૃશ્ય નમુના પ્રમાણે ઘડે છે તેના ડહાપણ વિશે તે શંકા પણ ધરાવે છે.

ઉપર મેં બતાવ્યો છે તેવો શિક્ષક અને શિષ્યના સંબંધનો આદર્શ (અનુકરણ કરવા યોગ્ય નમુનો) અહિં જંગતના વ્યવહારમાં કદાચ બહુ ઉંચો દેખાશે. પરંતુ તેમની વચ્ચેનો તફાવત શ્રી ગુરૂ અને તેમના શિષ્ય વચ્ચેના તફાવત કરતાં ઘણો ઓછો છે. નીચલા ભુવનનો સંબંધ ઉચ્ચ ભુવનના સંબંધનું ઝાંખું પ્રતિબિંબ હોવું જોઇએ અને કંઇ નહિ તો શિક્ષકે તે ઉચ્ચ સંબંધને પોતાની સન્મુખ એક આદર્શ તરીકે રાખવો. આવો આદર્શ તેના સર્વ કાર્યને ઉચ્ચતર ભુવનમાં લઇ જશે અને આખું શાળાજીવન વધારે સુખી અને સારૂં બનશે કારણકે શિક્ષક આ આદર્શને પોતાની સન્મુખ રાખે છે.

# ૨. વિવેક.

વિવેક એ શિક્ષકનો બીજો આવશ્યક ગુણ છે. મારા ગુરૂદેવે કહ્યું છે કે સર્વથી વધારે અગત્યનું જ્ઞાન "તે મનુષ્યની ઉન્નતિ માટે ઇશ્વરે યોજેલી યોજનાનું જ્ઞાન સમજવું; કારણ કે ઇશ્વરની એવી એક યોજના છે કે જેને ઉન્નતિક્રમ (evolution) કહેવામાં આવે છે, અને જેને લીધે મનુષ્ય દીનપરદીન ઉંચી અને ઉંચી સ્થીતિએ ચઢે છે." દરેક બાલકનું પોતાનું આ ઉન્નતિ-ક્રમમાં સ્થાન છે, અને શિક્ષકે તે સ્થાન શું છે તે જાણવાનો અને તે પ્રમાણે તેને દરેક મદદ આપવાનો યત્ન કરવો એટલે કે બાળકનો 'ધર્મ' જાણી તેને તે પૂર્ણ કરવામાં મદદ કરવી. બીજી રીતે કહીએ તો બાલકને અપાતું શિક્ષણ તેને અનુકૂળ હોવું જોઇએ. શિક્ષણ કેવી જાતનું અને કેવી રીતે આપવું તે નક્કી કરવામાં પણ શિક્ષકે વિવેક વાપરવો. આવા સંજોગો હેઠળ બાલક બહુ જલદીથી આગળ વધશે, કારણ કે તે પોતાના પૂર્વ જન્મોમાં ઘડાયેલી વૃત્તિઓ પ્રમાણે ચાલતો હોવાથી પ્રથમ જાણ્યું હતું એ સર્વ યાદ કરશે. એક મહાગુરૂનું વાક્ય છે કે "બન્ને પાસા સરખા કરવાના-એટલે કે પુનર્જન્મ અને કર્મના-કાયદા પ્રમાણે જીવ અને પંચમહા-ભૂતોના પુનઃ પુનઃ બંધાતા સંબંધથી ઉન્નતિક્રમનું કામ આગળ ચાલે છે." આ સત્ય જાણે નહિ ત્યાંસુધી શિક્ષક ઉન્નતિક્રમના માર્ગે બાલકને દોરી શકે નહિ અને તેથી તેનો અને તેના શિષ્યોનો ઘણો વખત નકામો જશે. આ અજ્ઞાનને લીધે સ્કૂલમાં ઘણો કાળ ગાળ્યા છતાં નહિ જેવાં પરિણામ દેખાય છે; અને બાલક તેના જીવનમાં વર્તનપર અસર કરનારાં મહાન્ તત્ત્વોથી એટલો અજ્ઞાન રહી જાય છે.

વિષયો અને તે શીખવવાની રીતિ પસંદ કરવામાં વિવેક અગત્યનો છે. ધર્મ અને નીતિનું શિક્ષણ અગત્યતામાં પ્રથમ પદ ધરાવે છે અને અભ્યાસના એક વિષય તરીકેજ આ શીખવવાનું છે એમ નહિ પણ તેને શાળાજીવનનો પાયો અને વાતાવરણ બનાવવું; કારણકે પુખ્ત ઉમરે ગમે તે કાર્ય કરવામાં દરેક બાલકને તેની એક સરખી જરૂર છે. ધર્મ આપણને શીખવે છે કે આપણે સર્વે એક આત્માના ભાગ છીએ અને તેટલા માટે એક બીજાને મદદ કરવી જોઇએ. મારા ગુરૂદેવે કહ્યું છે કે લોકો "એવા ઉપાયો યોજવા પ્રયત્ન કરેછે કે જે તેઓના ધારવા પ્રમાણે તેઓને પોતાને સુખરૂપ થાય, પણ સર્વ કંઇ એકજ છે—સર્વનો આત્મા એક છે—અને તેથી જો કોઇ કાળે ખરેખરૂં સુખ મળી શકે તો તે પરમાત્માની ઇચ્છા પ્રમાણે કામ કરવામાંજ મળી શકે છે, આ વાત તેઓ ભૂલી જાય છે." તેણે વળી કહ્યું છે કે "ઇશ્વરી ભાવ તમારામાં તેમજ તમારા બંધુમાં સામાન્ય રીતે રહેલો છે, તેના દ્વારા તમે તમારા બંધુને—મનુષ્ય બંધુને મદદ કરી શકશો." આ શિક્ષણ આપવું તેનું નામ ધર્મશિક્ષણ છે અને આ પ્રમાણે જીવન ગાળવું તેને ધાર્મિક જીવન કહે છે.

હાલમાં શાળા માંહેલી વ્યવસ્થાને લીધે નીતિશિક્ષણના નિયમિત પાઠની કીંમત બહુ ઘટી જાય છે. હંમેશા શાળાના દિવસનો આરંભ સામાન્ય જીવન અને સામાન્ય હેતુ દર્શાવનાર ઇશ્વર ભજન—ઇશ્વર ઉપાસના સાથે થવો જોઇએ કે જેથી ભિન્ન ભિન્ન ઠેકાણેથી આવનાર અને ભિન્ન ભિન્ન રીતિએ રહેનાર બાલકોને શાળામાં એકતાન કરી શકાય. જરાક સંગીત સાથે આરંભ

કરવાની યોજના સારી છે, કારણ કે તેથી ઘેરથી ઉતાવળે ભોજન લઇ આવતા બાલકો શાંત થાય અને શાળાનું કામ વ્યવસ્થિત રીતે શરૂ થાય. આ પછી ટુંકું પણ સુંદર અને બાલકોની સમક્ષ શ્રેષ્ઠ ભાવના મૂકનારૂં ભાષણ થવું જોઇએ.

પણ જો આ ભાવનાઓને ઉપયોગી કરવી હોય તો તે પ્રમાણે શાળામાં વર્તવાની ચાલુ ટેવ પાડવી કે જેથી ધર્મશિક્ષણનો જુસ્સો અભ્યાસ અને રમતમાં ચાલુ વહેતો રહે. દાખલા તરીકે બલવાનની નબળાને મદદ કરવાની ફરજ ધર્મશિક્ષણ વખતે બતાવવામાં આવે, પણ તેમ છતાં શાળામાં આખો વખત બલવાન નબળાની આગળ નીકળી જાય તેવી ગોઠવણ હોય અને તે પ્રમાણે આગળ નીકળી જવામાં ફત્તેહ મેળવવા માટે તેને કીંમતી ઇનામો આપવામાં આવે આ ઇનામો ઘણા બાલકોને અદેખા અને કેટલાકોને નાહિંમત બનાવે છે તેમજ ચડસાચડસીનો જુસ્સો ઉસ્કેરે છે.

“સેવા કરવાની અને સ્હાવાની શકિતની વૃદ્ધિ એજ ઉત્તમ બદલો છે, આ **સેન્ટ્રલ હિંદુ કોલેજ બ્રધરહુડ** (ભ્રાતૃમંડળ) નો મુદ્રાલેખ (Motto) છે. ભલાં કાર્યો, ભલી ચાલ ચલણ અને બીજાઓને સહાયતા કરવાના બદલામાં વધારે સહાયતા કરવાની શકિત આપનાર અને વિશેષ વિશ્વાસપાત્ર દરજ્જો અપાતો હોય તો આ મુદ્રાલેખ ખરેખર અમલમાં મુકયો કહેવાય. શાળામાં મન અને શરીરના બલ માટે ઇનામો આપવા કરતાં તે ચાલચલણ અને બીજાને મદદ કરવાની વૃત્તિ માટે

આપવાં જોઇએ; બલ કેળવી ખીલવવું જોઇએ પણ નબળાઓની આગળ નિકળી જવા માટે ઈનામો આપવા જોઇએ નહિ. આવું શાળાજીવન પોતાને માટે દ્રવ્ય અને અધિકાર મેળવવા કરતાં પ્રજાને ઉપયોગી થવામાં વધારે પ્રયત્નકરનારાં મનુષ્યો જગતને પુરાં પાડશે.

સ્વદેશ ભક્તિનો પાઠ શીખવવો એ નિતિ શિક્ષણનો એક અગત્યનો ભાગ છે. શાળાનાં નાનાં કુટુંબમાં સેવા કરીને ખીલવેલી વૃત્તિ પ્રજારૂપ વિશાળ કુટુંબની સેવા તરફ સ્વભાવિક રીતે વળશે. ધંધો પસંદ કરવામાં પણ બાલક ઉપર એની અસર થશે, કારણ કે પ્રજાને તે મોટાં કુટુંબ દાખલ ગણતો હોવાથી પ્રજાકીય જીવનમાં ઉપયોગી સ્થાન ગ્રહણ કરવાનો પ્રયત્ન કરશે. પણ ઘણીવાર બને છે તેમ બીજી પ્રજાઓ તરફ ધિક્કારનું રૂપ ન લે એવી રીતે સ્વદેશ ભક્તિનું શિક્ષણ આપવાની બહુ સંભાળ રાખવી. આની આર્યાવર્તમાં ખાસ અગત્ય છે; ત્યાં હિંદી અને અંગ્રેજ શિક્ષકોએ સાથે વસતી બન્ને પ્રજાઓ વચ્ચે સારી લાગણી ઉત્પન્ન કરવી કે જેથી તેઓ એકત્ર શાહનશાહતના સામાન્ય કામ માટે સાથે જોડાય.

અભ્યાસક્રમની ગોઠવણમાં પણ વિવેક વાપરવો, અને બની શકે ત્યાંસુધી અતિ કઠીણ વિષયો દિવસના શરૂઆતના ભાગમાં લેવા. કારણ કે બાલકો ઉત્તમ અને બહુ સંભાળથી અપાયલાં શિક્ષણ છતાં આરંભ કરતાં દિવસના અંતમાં વધારે થાકેલાં હોય છે.

શિખવવાની પદ્ધતિ તેમજ શારીરિક અને માનસિક કેળવણી આપવાનો વખત નક્કી કરવામાં પણ વિવેકની જરૂર છે. શરીરની સંભાળ અને ખીલવણી બહુ જરૂરની છે, કારણકે તંદુરસ્ત શરીર વિના બધું શિક્ષણ નકામું છે. જો બાળક ડાહ્યો હોય અને ઈચ્છે તો આખી જીંદગી સુધી પોતાનો અભ્યાસ ચાલુ રાખી શકે; પણ તે સર્વ કાળ માટે ઉપયોગી એવા એક તંદુરસ્ત શરીરની ખીલવણી તો શાળા માંહેલા તેના ઉગતા કાળમાંજ કરી શકે. માટે જીંદગીની શરૂઆતના કાળમાં શરીરની ઘટતી ખીળવણીનેજ પ્રધાનપદ મળવું જોઇએ અને જે અભ્યાસ શરીરની ખીળવણી સાથે બેસતો થઇ ન શકે તે તેટલો વખત બાજુએ મુકાવો જોઇએ.

બાળકના અને ખાસ કરીને બહુ નાનાં બાળકનાં મનપરનો ભાર બહુ મોટો હોય છે અને તે એકી વખતે ઘણા લાંબા કાળ સુધી ચાલુ રહે છે. અભ્યાસ કાળના નાના વિભાગો કરી નાંખવા અને બાળકો ઉપર તપાસ રાખી તેઓ કંટાળે નહિ તેની શિક્ષકે સંભાળ રાખવી. બોજો અટકાવવાની તેની ઇચ્છા તેને શિક્ષણ આપવાના નવિન માર્ગો શોધાવશે, જેથી શિક્ષણ વધારે રસ પડે તેવું બનશે; કારણકે બાળકને જ્યારે રસ પડે છે ત્યારે તે જલદીથી કંટાળતો નથી. કેવા થાકીમે અમે સ્કૂલમાંથી ઘેરે જતા તે મને યાદ આવે છે, એવા કંટાળેલા કે અમને પડી રહેવા ઉપરાંત કાંઇ વધારે કરવા ગમતું નહિ. પરંતુ હિંદુસ્થાનમાં વિદ્યાર્થીને ઘેરપણ આરામ લેવાની રજા હોતી નથી, કારણકે

આરામ લેવાનો અથવા રમવાનો વખત હોય છે ત્યારે પોતાની મેળે અથવા ઘણી વખત કોઈ શિક્ષકની સાથે તેને ઘરનો અભ્યાસ શરૂ કરવાનો હોય છે. આ અભ્યાસ સવારમાં શાળામાં જવા પહેલા ફરીથી કરવાનો હોય છે અને સર્વ અભ્યાસ તે આનંદને બદલે સંકટરૂપ ગણે છે. ઘરના અભ્યાસનો મોટો ભાગ ઘણી ખરાબ બત્તીની આગળ કરવામાં આવે છે અને તેથી બાળકની આંખો બહુ ઇજા પામે છે. આ અભ્યાસ તદ્દન કાઢી નાખવો જોઇએ; કારણ કે જેમ એક મીણબતી બન્ને છેડે બાળવાથી જલદીથી બળી જાય છે, તેવી રીતે બાલકની શકિત ઉપર બેવડો બોજો પડે છે અને તેથી તેની જીંદગી ગુલામી-પણાના ભાર નીચે ચગદાય છે. શાળાનો વખત અભ્યાસ માટે પુરતો છે અને બુદ્ધિશાળી શિક્ષક એક દિવસમાં જેટલું શીખવું જોઇએ તેટલું બાલકને શીખવી શકે. તે વખત દરમ્યાન જે ન શીખવી શકાય તે બીજા દીવસ માટે મુલતવી રાખવું જોઇએ.

હીંદના બાલકોમાં આંખના દર્દનો ફેલાવો એ પુષ્કળ બોજાનું પરિણામ છે. પાશ્ચાત્ય દેશો બાલકોની શરીર કેળવણીના સંબંધમાં આપણને સારૂં દૃષ્ટાંત પુરૂં પાડે છે. ત્યાં બાલકો બલવાન અને તંદુરસ્ત થઇને શાળામાંથી બહાર પડે છે. મેં સાંભળ્યું છે કે ઇંગ્લાંડમાં ડાકટર વધારે ગરીબ શાળાના બાલ-કોની વારંવાર તપાસ કરે છે, કે જેથી આંખનું દર્દ અથવા બીજી કોઈ ખોડ ગંભીરરૂપ પકડે તે પહેલાં માલૂમ પડી આવે. મને નવાઈ લાગે છે કે હિંદુસ્થાનમાં કેટલા બધા બાલ-કોને માત્ર આંખ અથવા કાનની પીડાને લીધે મૂર્ખ ગણ-વામાં આવે છે.

ઉંઘ અને જાગૃતિનો સમય નક્કી કરવામાં પણ વિવેકની જરૂર છે. અલબતાં આ વખત ઉમર અને કદાચ સ્વભાવને કારણે સર્વ માટે એક સરખો હોતો નથી. કોઇપણ બાલકે નવ અથવા દશ કરતાં ઓછા કલાક ઉંઘવું નહિ; જ્યારે શરીરને ખીલવાનો કાળ પૂરો થાય છે ત્યારે સાધારણ રીતે આઠ કલાક પૂરતા છે. બાલક નિદ્રા લેતી વખત વધે છે, માટે આ કાળ કદી નકામો જતો નથી.

આસપાસની અને હમેંશા નજરે પડતી વસ્તુઓથી બાલક ઉપર કેટલી બધી અસર થાય છે તે થોડાજ મનુષ્યો જાણે છે. લાગણીઓ અને મન આંખદ્વારા કેળવાય છે અને ખાલી દીવાલો અને વિશેષ કરીને બેડોલ ચિત્રો બહુ સ્પષ્ટ રીતે નુકસાન કરનારાં છે. આસપાસ દરેક બાજુએ કુરૂપતાને બદલે સુંદરતાને સ્થાન આપવા માટે વધારે ખર્ચ લાગે છે પણ તેમાં વાપરેલા દ્રવ્યનો વ્યય યોગ્યજ છે. ઘણી વખતે તો માત્ર પસંદગી કરવાના શ્રમનીજ જરૂર હોય છે, કારણ કે બેડોલ ચિત્રની એક સુંદર ચિત્રના જેટલી કીંમત પડે છે. સંપૂર્ણ સ્વચ્છતા પણ તદ્દન જરૂરની છે, અને તે હમેંશા જળવાઇ રહે તે ઉપર શિક્ષકે ખાસ ધ્યાન આપવું. શરીર વિષે ગુરૂદેવે કહ્યું છે કે "તેના ઉપર જરા જેટલો પણ મેલ ચોંટી ન રહે તેટલી હદ સુધી તેને હમેંશા બરાબર સાફ રાખવું" શિક્ષકો અને શિષ્યો બન્નેનો પોશાક સ્વચ્છ અને સુંદર હોવો જોઇએ, નેથી શાળાની આસપાસની સુંદરતા જાળવવામાં તે મદદરૂપ થઇ પડે. આ સર્વ બાબતોમાં સંભાળ પૂર્વક વિવેકની આવશ્યકતા છે.

જો કોઇ વિદ્યાર્થી અમુક વિષયમાં નબળો હોય અથવા ફરજ્યાત શીખવાના કોઈ વિષય તરફ ખેંચાતો ન હોય, તો શિક્ષક વિવેક વાપરી તેને તેના કરતાં ઓછું જાણનારને શિખવવાની સૂચના કરી મદદ કરશે. નાના બાળકને શીખવવાની ઇચ્છા મોટાને પોતાનું જ્ઞાન વધારવાને આતુર બનાવશે, અને જે પહેલાં વેઠ હતી તે હવે આનંદનું રૂપ લે છે. કુશલ શિક્ષક શિષ્યોને મદદ કરવાના આવા ઘણા માર્ગો વિચારી શકશે.

આગલા એક ફકરામાં સૂચવ્યા પ્રમાણે, ઉત્તમ અને અતિ સહાયક વિદ્યાર્થીઓને વિશ્વાસના પદને માટે પસંદ કરવામાં આવે તો નાના બાલકોને તેમનું અનુકરણ કરતાં અને તેમને ખુશી કરવાની ઇચ્છા ધરાવતાં શીખવવાનું સહેલું થઈ પડશે. પ્રિય અને સર્વ તરફથી વખાણને પાત્ર એવા કોઇ મોટાને ખુશી કરવાની બાલકોમાં પ્રબળ ઇચ્છા હોય છે અને તે ઇચ્છા સારા આચરણને ઉત્તેજન આપવા માટે વાપરવી પણ ખરાબ રસ્તાથી દૂર રાખવા માટે શિક્ષાનો બિલકુલ ઉપયોગ કરવાનો નહી. જો શિક્ષક પોતાની તરફ પ્રેમ અને માનની લાગણી ઉત્પન્ન કરવામાં ફાવશે તો શાળા છોડી જીંદગીમાં જોડાયા પછી પણ લાંબા કાળ સુધી શિષ્યોના મદદગાર તરીકે તે કામ કરી શકશે. મેં સાંભળ્યું છે કે રગબીની મોટી શાળાના વડા ડો. આર્નોલ્ડના હાથ નીચેના વિદ્યાર્થીઓ દુન્યાના વહેવારમાં નડતા ગુંચવાડા અને મુશ્કેલીના પ્રસંગે તેની શીખામણ માંગતાં.

અત્રે કદાચ એટલું ઉમેરી શકાય કે શિક્ષકો પસંદ કરવાની જેમની ફરજ છે તેમને માટે પણ વિવેકનો ગુણ બહુ જરૂરનો છે. ઉપર કહેલી સૂચનાઓ અમલમાં મૂકવી હોય તો ઉત્તમ ચારિત્ર અને ઉપર જણાવી ગયા તેવા પ્રેમ પૂર્ણ સ્વભાવની શિક્ષકને માટે બિલકુલ અગત્ય છે.

## ૩. નિર્વાસના.

હવે નિર્વાસનાના ગુણ સંબંધી વિચાર કરીએ.

નિર્વાસના પ્રાપ્ત કરવા યત્ન કરતી વખતે શિક્ષકના માર્ગમાં ઘણી મુશ્કેલીઓ નડે છે, અને શિષ્ય તરફના તેના ધર્મની દૃષ્ટિએ જોતાં પણ આ ગુણ ઉપર વિચાર કરવાની જરૂર છે.

"શ્રી ગુરૂચરણે"માં કહ્યું છે તેમ ગુરૂદેવના પવિત્ર સમાગમના પ્રકાશમાં સઘળી વાસનાઓ નાશ પામે છે. માત્ર ગુરૂદેવના જેવા થવાનીજ શુભ ઈચ્છા બાકી રહે છે." ભગવદ્ગીતામાં વળી કહેલું છે કે "પરમાત્માના એકવાર દર્શન થતાં બધી વાસનાઓ મરી જાય છે." ક્ષણે ક્ષણે બદલાતી વાસનાઓની જગ્યા પરમાત્માની સર્વોપરી ઇચ્છા લે એ ઉચ્ચ ભાવના નજર આગળ રાખવાની છે. આ ઈચ્છા આપણા ધર્મરૂપે દેખાય છે. શિક્ષણ આપવું એ જેનો ધર્મ છે એવા સત્ય શિક્ષકની એક ઇચ્છા શીખવવું—અને સારી રીતે શીખવવું—તેજ રહેશે. આ ઇચ્છા તેનામાં આવે નહિ ત્યાં સુધી શિક્ષણ

આપવું એ તેનો ધર્મ નથી કારણ કે શીખવવાની ઈચ્છા અને શિક્ષણ આપવાની શક્તિ એક બીજાથી છુટા પાડી શકાય નહિ.

કમભાગ્યને લીધે આપણે કહી ગયા તેમ શિક્ષકના પદને નહિ જેવુંજ માન આપવામાં આવે છે અને શીખવવાની પોતાની ખરેખરી ઇચ્છા છે અને તેમ કરવાની શકિત છે એમ જાણીને નહિ પણ બીજો ધંધો મળતો નથી માટે મનુષ્ય ઘણી વખત શિક્ષક બને છે. પરિણામે બીજા કશાના કરતાં પગારનોજ તે વિચાર કરે છે અને વધારે પગાર મળે એવી તક શોધ્યા કરે છે. આ તેનો મુખ્ય હેતુ બને છે. અલબત આમાં કેટલેક અંશે શિક્ષક ઠપકાને પાત્ર છે પણ મોટે ભાગે દોષ ખામીવાળી વ્યવસ્થાનો છે. કારણકે શિક્ષકને પોતાનું અને પોતાના કુટુંબનું પોષણ કરવું જોઇએ માટે તેની આ ઈચ્છા વ્યાજબી અને સ્વાભાવિક છે. પગાર વધવાની હમેંશા ઈચ્છા થયા કરે અથવા પુરતું કમાવા માટે ખાનગી શિક્ષણ આપવાની તેને જરૂર પડે એવી સ્થિતીમાં શિક્ષક મુકાઈ ન જાય તે જોવાની દરેક પ્રજાની ફરજ છે, અને આમ થશે ત્યારે પોતે જે સ્થિતીમાં છે તેમાં શિક્ષક સુખી અને સંતોષી રહેશે. અને બીજા શિક્ષકોની સરખામણીમાં તેનું પદ–જે હાલમાં પગારની રકમ ઉપરથી નકકી કરાય છે તે ગમે તેવું હશે તોપણ તે પોતાના શિક્ષક તરીકેના પદની મહત્તા સમજશે. માત્ર સંતોષી અને સુખી શિક્ષકનુંજ મન સારી રીતે શીખવવા માટે મોકળું હોઈ શકે.

કીર્તિ મેળવવા માટે શિક્ષકે પોતાને પસંદ પડતા માર્ગે જવાની બાલકને ફરજ પાડવી નહિ પણ દરેક બાલકની ખાસ

વલણ અને બુદ્ધિનો વિચાર કરવો અને કયે માર્ગે તે ઘણી ફતેહ મેળવી શકે તેનો ખ્યાલ કરવો. ઘણી વખત શિક્ષક પોતાનાજ વિષયનો વિચાર કરે છે અને બાલકને બીજા પણ ઘણા વિષયો શીખવાના છે તે ભૂલી જાય છે. બાલકની શકિતને અનુસરતા વિષય ઉપરજ ખાસ ભાર મૂકાવો જોઇએ. બધા શિક્ષકો સાથે એકત્ર થઇને કામ કરે નહિ ત્યાં સુધી બાલક ઉપર બહુજ બોજો પડે છે, કારણ કે દરેક શિક્ષક પોતાના વિષય માટે તેના ઉપર દબાણ કરે છે અને ઘરના અભ્યાસ માટે ચોકકસ પાઠ નીમી આપે છે. શિક્ષકો ઘણા છે પણ શિષ્ય તો એકજ છે.

પરીક્ષામાં સારા પરીણામ મેળવવાની પોતાની ઇચ્છાને બદલે શિક્ષકે બાલકનાં ભલાંનો વિચાર પ્રથમ કરવો. કેટલીક વખતે અતિ કઠીન પરીક્ષામાં બેસવા કરતાં અમુક બાલકને માટે એકજ વર્ગમાં એક વર્ષ વધારે રહી અભ્યાસ પાકો કરવો તે વધારે સારૂં હોય છે. આવા સંજોગો હેઠળ બાલકને પાછળ રાખવો એ વ્યાજબી છે, પરંતુ માત્ર શિક્ષક સારૂં પરિણામ મેળવે તે માટે તેને પાછળ રાખવો એ યોગ્ય કહેવાય નહિ. કોઇ વખતે માબાપો બાલકની શકિત ઉપરાંત તેની ઉપર દબાણ કરે છે. અને બાલક તેના વિષયો બરાબર શીખે તેના કરતાં ઉપલાં વર્ગમાં ચઢે તેનો વિચાર વિશેષ રાખે છે. આવી વખતે શિક્ષકને માબાપોની વિરૂદ્ધ થવું પડે છે.

શિક્ષક વાસના રહિત હોય નહિ તો તે વાસનાને લીધે પોતાની સંભાળમાં મુકાયેલા બાલકોની ઉમેદ અને શકિતનો વિચાર કરશે નહી, અને તેમની સ્વભાવીક વૃદ્ધિમાં મદદ કરવાને

બદલે વારંવાર પોતાની ઇચ્છાઓનું દબાણુ કરશે. કોઇ ચોકકસ ધંધા અથવા વિચારો તરફ શિક્ષકનું ગમે એટલું વલણુ હોય તોપણુ તેણે નિર્વાસનાનો ગુણુ પોતાનામાં એટલે દરજ્જે ખીલવવો કે શિષ્યોમાં સર્વમાન્ય સિધ્ધાંતો માટે ઉત્સાહ ઉત્પન્ન કરતી વખતે તે તેવા સિધ્ધાંતોને ચોકકસ રીતીએજ લાગુ કરવાની હદમાં બાંધી લેશે નહિ અથવા અનુભવની ખામીને લીધે તેમની ઉદાર લાગણીને ધર્મઝનુનનું સાંકડું રૂપ લેવા દેશે નહી. આવી રીતે નાગરિક એટલે કે શેહેરીની ફરજો વિષેનું શિક્ષણુ આપતી વખતે તે બાલકોને ચોકકસ પક્ષને લગતી રાજ્યનીતીનું શિક્ષણુ આપશે નહિ. એક ધંધો બીજા કરતાં કેટલો ચઢીયાતો છે તે બતાવવા કરતાં પ્રમાણિકપણે ચલાવવામાં આવતો દરેક ધંધો પ્રજાને કેવી રીતે ઉપયોગી છે તે તેણે દેખાડવું.

## ૪. સદાચાર.

નીચે દર્શાવેલા છ ગુણો ગુરૂદેવ સદાચારના અંગો તરીકે ગણેછેઃ—

૧. મનનો નિગ્રહ (મન ઉપરનો કાબુ).
૨. કર્મનો નિગ્રહ.
૩. સહનશીલતા.
૪. ચિત્તની પ્રસન્નતા.
૫. એકાગ્રતા.
૬. શ્રદ્ધા.

આમાંના દરેકને આપણે એક પછી એક લઇશું.

૧. મનનો નિગ્રહ શિક્ષક માટે બહુ અગત્યનો છે. કારણકે તે મુખ્યત્વે મનદ્વારા બાલકોને દોરી શકે છે અને તેમની ઉપર અસર કરી શકે છે. મારા ગુરૂદેવ કહે છે તેમ પ્રથમ તો "ગુસ્સે થતા અને અધિરા બનતા અટકવા માટે સ્વભાવ ઉપર કાબુ જોઇએ." જો શિક્ષક વારંવાર ગુસ્સે થતો હોય અથવા અધીરાઈ બતાવતો હોય તો બાલકોને બહુ હાનિ પહોંચશે તે ખુલ્લું છે. ઘણીવાર આ ગુસ્સો અને અધીરાઇ શિક્ષકની જીંદગી માંહેલા બાહ્ય સંજોગોને લીધે હોય છે, પણ તેથી કાંઇ તેની ખરાબ અસર બાલકોઉપર થયા વિના રહેતી નથી. ઘણું ખરૂં નજીવા કારણોને લીધે આ લાગણીઓ ઉત્પન્ન થાય છે અને શિષ્યોના મન ઉપર અસર કરે છે. જો શિક્ષક ઘણે ભાગે અધીર રહે અને વારંવાર ક્રોધી બન્યા કરે તો બાલકોનાં ચારિત્રમાં તે અધીરતા અને ક્રોધના બીજ વાવે છે, જેથી તેમની પાછલી જીંદગીનું સુખ નાશ પામે છે અને તેમનાં મિત્રો અને સંબંધિઓનાં જીવનમાં કડવાસ દાખલ થાય છે.

વળી આપણે યાદ રાખવું જોઇએ કે બાલકો ઘરનીજ પીડાઓને લીધે અસંતોષી અને ચિંતાગ્રસ્ત બનીને શાળામાં આવે છે અને આવી રીતે શિક્ષકો અને બાલકો બન્ને પોતાની સાથે અધીરાઇ અને ક્રોધના વિચારો લાવે છે. આ વિચારો શાળામાં ફેલાય છે અને જે વખતે અભ્યાસ સહેલો અને આનંદકારક હોવો જોઇએ ત્યારે તે અરૂચિકર અને કઠિન થઇ પડે છે. આ નાના પુસ્તકના આગલા ભાગમાં કહેલી ઇશ્વર ઉપાસના વખતે બધા શિક્ષકો અને શિષ્યોએ હાજર રહેવું,

જેથી નહિ ઇચ્છવા યોગ્ય લાગણીઓ દૂર કરી શકાય. તે પછી શિક્ષકો અને શિષ્યોએ એક આનંદી અને સુખી શાળા બનાવવા તરફ પોતાની સર્વ શક્તિનો ઉપયોગ કરવો, જેથી દરેક જણ સવારમાં શાળા શરૂ થવાના વખતની ઇંતેજારીથી વાટ જુએ અને સાંજના શાળા છોડતી વખતે દિલગીર થાય.

યાદ રાખવું કે સ્વભાવપરના કાબુની ખામીને લીધે શિક્ષક વારંવાર અન્યાય કરશે, જેથી શિષ્યો ઉદાસી અને બળીએલ બની શિક્ષક ઉપરથી પોતાનો વિશ્વાસ ઉઠાવી લેશે. પોતાના વડીલોના ન્યાયમાં સંપૂર્ણ વિશ્વાસ વિના કોઇપણ બાલક આગળ વધી શકે નહિ અથવા ખરી રીતે સુખી થઈ શકે નહિ. હાલના શાળાજીવનનો બોજો ઘણે ભાગે આ વિશ્વાસની ખામીને લીધે હોય છે અને શિક્ષક ધીરજવાળો હોય ત્યારે જે મુશ્કેલીઓ કદી પણ ઉભી ન થાય એવી મુશ્કેલીઓ ખસેડવામાં ઘણો કાળ વ્યર્થ ગુમાવવો પડે છે.

ચીઢીયાપણામાંથી ક્રોધ અને અધીરાઇ ઉત્પન્ન થાય છે. જેટલી જરૂર શિષ્યને શિક્ષકે ઓળખવાની છે તેટલીજ શિક્ષકને શિષ્યે ઓળખવાની પણ છે. પણ શિક્ષકનો ઉતાવળીઓ સ્વભાવ આમાં પુષ્કળ વિઘ્ન નાખે છે. “આજે શિક્ષક ગુસ્સામાં છે,” “આજે શિક્ષક ચીઢાયેલો છે,” “આજે શિક્ષકનો મિજાજ ગયો છે” આ વાકયો ઘણીવાર શિષ્યોના મોઢામાંથી નીકળે છે, જેથી વર્ગમાં બેચેની ઉત્પન્ન થાય છે અને ઐક્ય અને શાન્તિની લાગણી અશકય બને છે. વિદ્યાર્થીઓ શિક્ષકો ઉપર નજર રાખી તેમના મિજાજથી

બચવાના ઉપાયો શોધે છે અને આવી રીતે અવિશ્વાસ ભરોસાની જગ્યા લે છે. પોતામાં વિશ્વાસ ઉત્પન્ન કરવાની શક્તિ ઉપર શિક્ષકના ઉપયોગીપણાનો આધાર છે પણ ઉગ્રસ્વભાવથી તેની આ શક્તિ નાશ પામે છે.

આની ખાસ જરૂર નાનાં બચ્ચાંઓ સાથે કામ લેતી વખતે છે, કારણકે તેઓ શીખવાને અને ચ્હાવાને આતુર હોય છે. શિક્ષક થવાને તદ્દન નાલાયક મનુષ્યોજ આ આતુરતા સાથે ક્રોધથી કામ લેશે. અલબતાં મોટાઓ કરતાં નાનાં બચ્ચાંઓને શીખવવાનું કામ વધારે મુશ્કેલ છે એ ખરૂં છે, કારણકે હજી તેઓ પ્રયત્ન કેમ કરવો અને કેમ દોરવો અને કાબુમાં રાખવો તે શીખ્યા નથી. તેટલા માટે મોટે ભાગે પોતાને મદદ કરવા શીખેલા બાળકો કરતાં શિક્ષકે નાનાં બચ્ચાંઓને ઘણી વધારે મદદ કરવાની છે. મુખ્ય મુશ્કેલી તેમની શક્તિને અનુસરતું અને ચાલુ રસ આપે એવું રોકાણ શોધી કાઢવામાં હોય છે; જો તેમનો ઉત્સાહ લાગણી સાથે દોરવવાને બદલે કઠોરપણે અટકાવવાંમાં આવે તો તે ઉત્સાહ તરત નાશ પામશે અને બાલક અસંતોષી અને જડ બનશે.

મેં વાંચ્યું છે કે ઉત્સાહ અને શ્રેષ્ઠ ભાવનાઓ યુવાવસ્થામાં પૂર્ણ જોરમાં હોય છે, પણ તેમનું બળ ઉમરના વધવા સાથે ઘટે છે. આખરે મોટી ઉમરે આમાંનું થોડુંકજ બાકી રહે છે અથવા કશું પણ બાકી રહેતું નથી. પણ મારી ખાત્રી છે કે

જો ઉત્સાહ ખરો હોય તો નાશ પામે નહિ અને સર્વ જન-સમાજ ઉપર સ્વાર્થીપણાનો હલકો આરોપ મુકનાર કુટિલ સ્વભાવ (Cynicism) આ ઉત્સાહની જગ્યા લે નહિ, પણ ઉમરના વધવા સાથે ઉલટો તે ઉત્સાહ વધારે બળવાન અને કાર્યસાધક બનતો જાય. સ્વર્ગમાંથી સીધા સંસારમાં જન્મ લેતાં બાલકો ઐક્યની લાગણી પોતાની સાથે લાવે છે. આ લાગણી દૃઢ કરવી જોઇએ જેથી આખી જીંદગી સુધી તે ચાલુ રહે. ક્રોધ અને ચીઢીયાપણું ઇશ્વરાંશ આત્માની સાથે નહિ પણ જીવની સાથે સંબંધ ધરાવે છે અને ઐક્યની લાગણીનો નાશ કરે છે

મનના નિગ્રહમાં શાંતમિજાજ, હિંમત અને અડગતાનો સમાવેશ થાયછે. પોતાની ચીંતા દુર કરવા માટેજ નહિ પણ બાલકોની આગળ એક ઉત્તમ દાખલો બેસાડવા અને તેમને મજબૂત અને હિંમતવાન થવામાં મદદ કરવા માટે શિક્ષકે શાળામાં કે ઘેરે ગમે તેવી મુશ્કેલીઓ હોય તોપણ હિંમત અને આનંદ સાથે તે મુશ્કેલીઓ સામે થતાં શીખવું. મુશ્કેલીઓ આવી પડે તે પહેલાં માની લેવાથી અને ચીંતા કરવાથી પુષ્કળ વધેછે. આના સંબંધમાં મીસીસ બેઝન્ટે કહ્યુંછે તેમ "પૂલ પાસે આવ્યા પહેલાં તે ઓળંગવાનો પ્રયત્ન કરવા જેવું છે." પોતાની મુશ્કેલીઓ છતાં શિક્ષક આનંદી અને હિંમતવાન થાય નહિ ત્યાંસુધી શિષ્યોને બહાદુરીથી મુશ્કેલીઓ સામે થવામાં તે મદદ આપી શકશે નહિ. સંતોષી મનની આગળ ઘણાં વિઘ્નો નહિ જેવા થઇ જાય છે, અને બાલકો જોઇ શકશે કે મનને અસંતોષી અને ચિંતાગ્રસ્ત રાખવા કરતાં

સંતોષી બનાવવાથી અભ્યાસ બહુ સુગમ થઇ પડે છે. હિંમત અને અડગતા મનુષ્યને આત્મશ્રદ્ધા આપેછે, અને જેને પોતામાં શ્રદ્ધા છે તે મુશ્કેલ સંજોગોમાં પણ પોતાના કર્તવ્યમાં મોળો પડશે નહિ.

કાંઇ કાર્ય કરવાનું હોય ત્યારે તેનાપર એકાગ્રચિત્તે લક્ષ આપવું તેનો પણ મનના નિગ્રહમાં સમાવેશ થાય છે. મારા ગુરૂદેવ મનના સંબંધમાં કહે છે કે " તમારે તેને આમતેમ ભટકવા દેવું નહિ. તમારે જે કંઈ કરવું હોય તે એકાગ્ર ચિત્તથી કરો; આમ કરવાથી તે કામ સંપૂર્ણરીતે થશે." બાળકો જોઇએ તેટલું લક્ષ પોતાના વિષયપર આપતા નથી અને તેથી શાળામાં ઘણો કાળ નકામો જાય છે; અને શિક્ષક તે બાબત તરફ પુરતું લક્ષ આપે નહિ ત્યાંસુધી બાળકોનાં મન જરૂર ભટકવા માંડે છે. પ્રાર્થના અને ધ્યાન ( Meditation ) મન ઉપર કાબુ મેળવવા માટે છે, પણ આનો ઉપયોગ દિવસમાં માત્ર એક કે બે વખતજ કરવામાં આવે છે. પણ ગુરૂદેવ કહે છે કે આખા દિવસમાં જે કરીએ તે ઉપર પૂર્ણ લક્ષ આપી મનને તાબામાં રાખીએ નહિ ત્યાંસુધી આપણે મન ઉપર સંપૂર્ણ કાબુ મેળવીશું નહિ અને ખામી રહિત સાધન તરીકે તે વાપરીશું નહિ.

શિક્ષકની ફરજોમાંનો એક સૌથી કઠિન ભાગ એ છે કે શિષ્યો જ્યારે તેની પાસે જુદી જુદી જાતના પ્રશ્નો અને મુશ્કેલીઓ લઇ આવે ત્યારે તેણે તરતજ મનને એકપરથી બીજા વિષયપર લઇ જવું જોઇએ. કોઇપણ જાતની અધીરાઇ દેખાડયા વગર એક સરખી સંભાળ અને લાગણી સાથે એક પછી એક દરેક બાળકની

ખાસ મુશ્કેલી અથવા ચીંતા ઉપર સંપૂર્ણ લક્ષ અપાય તેટલે દરજ્જે તેનું મન કાબુમાં આવવું જોઇએ. જો તે આવી રીતે સંપૂર્ણ લક્ષ આપી શકે નહિ તો બાળકોને શીખામણ આપતાં તે જરૂર ભૂલો કરશે અથવા ફેસલા કરવામાં અન્યાય કરશે, અને આ ભૂલોમાંથી ગંભીર મુશ્કેલીઓ ઉભી થશે.

આ બાબતપર મારા મિત્ર અને સેન્ટ્રલ હિંદુ કોલેજના જાણીતા પ્રીન્સીપાલ મી૰ જી. એસ. એરન્ડેલ લખે છે કે "શિષ્યો થોડે થોડે અંતરે ફર્યાદ અને અરજીઓ લઇને મારી આગળ આવે છે. આવી વખતે દરેક શિષ્ય અને તેની ખાસ જરૂરીયાત ઉપર ઍકાગ્ર ધ્યાન આપવાની મારે સંભાળ રાખવી પડે છે, કારણકે કેટલીક વાર તેની ફર્યાદ, મુશ્કેલી અથવા અરજી તદ્દન નજીવી અને મૂર્ખાઇભરેલી હોય છે; તે છતાં તેના ઉપર ધ્યાન આપવામાં આવે નહિ ત્યાં સુધી શિષ્યને તે ઉપાધીનું જબરૂં કારણ થઇ પડે છે; અને કદાચ શિષ્યની ઇચ્છા પૂર્ણ કરી શકાય નહિ તોપણ ઘણાખરા દાખલાઓમાં તેનો અસંતોષ દૂર કરી શકાય છે. શિક્ષકના કાર્યનો એક કઠિન ભાગ એ છે કે તેણે આવી રીતે મનની તીક્ષ્ણતાનો ભોગ આપ્યા વગર એકપરથી બીજા વિષયપર ચાલુ ફેરવી શકાય તેટલો કાબુ તે ઉપર ધરાવવો અને આ પ્રયત્નમાં સમાયલો બોજો આનંદ સાથે સહન કરવો. આપણે ઘણીવાર કોઇ મનુષ્યના ધૈર્ય ઉપર બોજો પડવા વિશે બોલીએ છીએ પણ તેનો અર્થ એટલોજ થાય છે કે તેના ધ્યાન ઉપર એટલે કે તેના મન ઉપર બોજો મૂકાય છે; અને અધીરાઇ તે કાંઇજ નહિ પણ

ચોક્કસ વખતે જે બાબત ઉપર ધ્યાન આપવાનું હોય તે કરતાં બીજા વધારે પસંદ પડતા અને ખેંચાણકારક વિષય ઉપર ધ્યાન આપવાની મનની ઇચ્છા સમજવી. ”

શિષ્યો જે કરતા હોય તે એકાગ્રપણે કરવામાં તેમને મદદ કરવી, કારણકે તેમનાં મન ચાલતા વિષય ઉપરથી હમેશાં ભટકતાં હોયછે. નવીન અને રસ ઉત્પન્ન કરે તેવા ખેંચાણકારક પદાર્થોથી બહારની દુનીયા એટલી બધી ભરેલી છે કે નજરે પડતી દરેક નવી ચીજ તરફ તેમનું મન ખેંચાયછે. બાલકને ચાલુ અવલોકન કરવાનું કહેવામાં આવે તો તેમાં તે આનંદ માને છે; પણ તેણે વિચારશક્તિ વાપરવાનો પ્રસંગ હોય ત્યારે અવલોકન કરવાનું બંધ કરી ચાલુ શીખવાના વિષયપર મનને એકાગ્ર કરવું. આવો ફેરફાર પ્રથમ તેને ઘણો મુશ્કેલ લાગે છે પણ આ નવી વલણ લેવામાં શિક્ષકે તેને મદદ કરવી. કેટલીક વેળા બાલકનું મન કંટાળી જવાથી ભટકવા માંડે છે; આ વખતે શિક્ષકે તેને આરામ લેવા દેવો. કેટલીકવાર રસ નહિ પડવાથી તેનું મન ભટકે છે; આ વેળાએ શિક્ષકે વિષયને નવી રીતે સમજાવવા પ્રયત્ન કરવો. ઘણું ખરૂં જાણી જોઇને અને ઈરાદાપૂર્વક ધ્યાન નહિ આપવાનું બાલક કરશે નહિ પણ યુવાવસ્થાની સ્વભાવિક ચપળતા અને અસ્થિરતા સાથે શિક્ષકે ધીરજથી કામ લેવું. આ બેધ્યાનપણું પોતાના દોષ અથવા શિક્ષણની ખામીને લીધે નથી એટલી તો શિક્ષકે જરૂર ખાત્રી કરવી.

જો શિક્ષકો અને શિષ્યોનું ધ્યાન આ પ્રમાણે કેળવવામાં આવે તો આખું શાળાજીવન વધારે પૂર્ણ અને ચળકતું થશે

અને કાબુમાં નહિ રાખેલા મનમાં પ્રવેશ પામતા હાનિકારક વિચારો માટે મુદ્દલ અવકાશ નહિ રહે. મનને આરામની જરૂર હોય છે ત્યારે પણ તે તદ્દન ખાલી નહિ જોઇએ. શ્રીગુરૂના શબ્દોમાં "હમેંશા શુભ વિચારો તેના એવા કોઇ ભાગમાં ભરી રાખવા કે જેથી જ્યારે તે કોઇપણ કામમાંથી પરવારે કે તુરતજ તે વિચારો તેની સામે આવી ઉભા રહે."

મનને કાબુમાં આણ્યા પછી બીજાઓની મદદ માટે તે કેમ વાપરવું તેના સંબંધમાં શ્રીગુરૂ કહે છે કે "કોઇ માણસ શોકમાં, દુઃખમાં અથવા સહાયતાની જરૂરમાં છે એમ તમે જાણતા હો તેવા કોઇ એકાદ માણસ સંબંધી વિચાર કરો અને તેના તરફ તમારા પ્રેમનો પ્રવાહ મોકલતા રહો." આમ કરવાથી કેવા મોટા બળને ઉપયોગમાં લાવી શકાય તેનો શિક્ષકોને ભાગ્યેજ ખ્યાલ હોય છે. વચન અને કર્મ કરતાં પણ વિચારોથી બાલકો ઉપર વધારે અસર કરી શકાય, અને આખા વર્ગ ઉપર માયાળુ અને પ્રેમથી ભરેલા વિચારનો પ્રવાહ મોકલતા રહેવાથી, સર્વ બાલકોનાં મન વધારે શાંત અને સુખી થશે અને એક શબ્દ પણ બોલ્યા વગર તેઓ આખું વાતાવરણ સુધારી શકશે.

વિચારોની શુભ અસર શાળામાંથી પડોશમાં ફેલાવી જોઇએ. જેમ યુવાનની સાથે રહીને મનુષ્યો યુવાન રહે છે અને તેઓ વૃદ્ધો સાથે રહેનારાઓ કરતાં યુવાવસ્થાની ઉચ્ચભાવના અને ઉત્સાહ વધારે લાંબા કાળ સુધી ટકાવી રાખે છે તેજ પ્રમાણે પડોશમાં રહેનારાઓ અને પ્રાંતના લોકોને શાળા આનંદ

અને ઉત્સાહનું મૂળ હોવી જોઇએ. સુખ અને ઐક્ય વધારનારા વિચારો ત્યાંથી ફેલાવા જોઈએ અને તેને લીધે બહારનું ઝાંખું વાતાવરણ પ્રકાશિત બનવું જોઇએ, જેથી શાળાની અસરવાળા પ્રદેશોમાં આશા અને બળનો ઝરો વહેતો રહે અને તે સ્થળે શાળા હોવાને લીધે ગરીબો વધારે સુખી થાય, માંદાઓ વધારે આરામ પામે અને વૃદ્ધોને વધારે માન મળે.

જો શિક્ષક વારંવાર આ વિષયપર બોલે, વખતો વખત એકાદ સ્પષ્ટ વિચાર શિષ્યો સમક્ષ મુકે, અને સર્વ તે વિચાર ઉપર પોતાનું મન એકાગ્ર કરે તો ઘણું ભલું કરી શકાય. કારણ કે વિચાર એક ખરૂં બળ છે અને વિશેષ કરીને ઘણા જણા ચોક્કસ વિચાર કરવામાં સાથે જોડાય છે ત્યારે તે બળ અતિ જબરૂં બને છે. જ્યારે ભયંકર હોનારત બને છે અને અસંખ્ય મનુષ્યો દુઃખથી પીડાય છે ત્યારે શિક્ષક ઇશ્વર ઉપાસનાના વખતનો લાભ લઇ શિષ્યોને સાથે મળીને પીડાતાઓ તરફ હિંમત અને પ્રેમના વિચારો મોકલવાનું સૂચવી શકે.

આ વિષયમાં ગુરૂદેવે બતાવેલો છેલ્લો મુદ્દો ગર્વ વિષે છે. તેઓ કહે છે કે "તમારા મનને અભિમાનથી દૂર રાખો કારણ કે અભિમાન અજ્ઞાનતાનું જ પરિણામ છે." કોઈ કાર્ય સારી રીતે પાર પડે ત્યારે જે આનંદ આપણને થાય છે તેને ગર્વ સાથે ભેળી નાખવો નહિ; ગર્વ એ 'બીજાઓ કરતાં મેં સારૂં કર્યું છે' એવી જુદાઈની લાગણીનું પરિણામ છે, 'સર્વને મદદ રૂપ થઈ પડે એવું આ કાર્ય કરીને હું આનંદ પામું છું' એવો સારા કાર્યથી ઉપજતો આનંદ

ઐક્યની લાગણીમાંથી જન્મ પામે છે. અભિમાન મનુષ્યને બીજા-ઓથી જુદો પાડે છે, અને પોતે બીજાઓ કરતાં કાંઇક ચઢી-યાતો છે એવું તે ધારવા માંડે છે; પણ સારી રીતે પાર પડેલા કામનો આનંદ ઉત્સાહક અને મદદ આપનાર છે અને વધારે મુશ્કેલ કામ હાથમાં ધરવા હિંમત આપે છે. આપણે મેળવેલા જ્ઞાનમાં બીજાઓને ભાગ આપીએ છીએ ત્યારે અભિમાનની સર્વ લાગણી જતી રહે છે અને બીજાઓ કરતા આગળ નીકળી જવાની ઈચ્છાને બદલે વધારે મદદ કરવાની ઇચ્છા અભ્યાસ આગળ વધારવાનો હેતુ બને છે.

૨. **કર્મનો નિગ્રહ**—આના સંબંધમાં ગુરૂદેવ કહે છે કે "જરા પણ આલસ્ય નહિ કરતાં શુભ કર્મમાં ચાલુ પ્રવૃત્તિ રાખવી પણ તેમ કરતાં તમારે માત્ર **તમારી** પોતાનીજ ફરજ બજાવવી; અને બીજાના કર્તવ્યમાં માથું મારવું નહિ. બીજાને કરવાનું કામ જો તમારે કરવું પડે તો માત્ર તેની રજાથી અને તેને સહાયભુત થવાના હેતુથીજ કરવું," પણ આ સંબંધમાં શિક્ષકની એક ખાસ ફરજ છે; શિષ્યોને તેમના વલણ પ્રમાણેની ખીલવણી માટે દરેક તક આપવી અને તેમની વૃદ્ધિમાં કોઇ જાતનો અટકાવ ન પડે અથવા તેમને પ્રતિકૂળ દિશામાં જવાનું દબાણ ન થાય તેની સંભાળ રાખવી. એટલું છતાં તેમને સંભાળથી દોરવા, બહુ બારીકીથી તેમના ઉપર તપાસ રાખવા અને શ્રી ગુરૂદેવે કહ્યું છે તેમ તેમના દોષો વિષે તેમને નમ્રપણે કહેવાને તે બંધાયલો છે. શિક્ષક શાળાના વખતમાં માબાપની જગ્યા લે છે કારણ કે તેટલા વખત સુધી તેઓ તેના હાથમાં સોંપવામાં આવેલા છે.

શિષ્યો વચ્ચે કામ કરવાની પદ્ધતિ તેમની અવસ્થાને અનુસરતી બનાવતાં શીખવું એ શિક્ષક માટે આત્મસંયમનો મુખ્ય પાઠ છે. તેમની પ્રવૃત્તિઓ ખરે માર્ગે હોય ત્યારે શિક્ષકે તપાસ રાખી ઉત્સાહ આપવામાં સંતોષ પકડવો પણ પ્રવૃત્તિ બેહદ વધી જાય ત્યારે તે ઘટાડવા, ઢીલી પડી જાય ત્યારે ઉત્તેજિત કરવા અને ખોટે માગે જતી હોય ત્યારે નવીન રસ્તે વાળવા શિક્ષકે તૈયાર રહેવું. વચ્ચે પડવાનું કારણ હોય ત્યારે પણ તે બને તેટલું ઓછું રાખવું. શિક્ષકે વચ્ચે પડતી વખતે પણ એવી રીતે વર્તવું કે જેથી શિષ્યો જોઈ શકે કે તેની ઇચ્છા તેમને કોઇપણ પ્રકારે પોતાને પસંદ પડતા માર્ગે દોરી જવાની નથી, પણ જે રસ્તે તેઓ પોતે જવા માગે છે તે રસ્તો ચૂકયા છે અને તે શોધી કાઢવામાં શિક્ષક તેમને મદદ કરવા માંગે છે. બુદ્ધિ અને અંતર્જ્ઞાન (intuition) ખીલવવાનો પ્રયત્ન કરવાને બદલે વારંવાર વચ્ચે પડીને પોતાની બુદ્ધિ પ્રમાણે તેમને ચલાવવાથી ઘણા બાળકો પોતાના ચારિત્રમાં જરૂરનું બળ ખીલવવા નીષ્ફળ નીવડેછે અને પોતાના પગ ઉપર ઉભા રહેવા કરતા. બીજાઓ ઉપર આધાર રાખવાની તેમને ટેવ પડેછે.

શાળામાંહેલી પોતાની ફરજોને ભોગે બહારની બાબતો ઉપર લક્ષ ન જાય તેની શિક્ષકે સંભાળ રાખવી. ઘરની ફરજો બજાવ્યા પછીનો સર્વ કાળ શાળાના કાર્યમાં રોકાવો જોઈએ, આ વાત ઘણા શિક્ષકો સમજતા હોય એમ જણાતું નથી. ઘણી વખતે તેઓ જરૂર જેટલું વેઠીઉં કામ કરી, પોતાને રસિક લાગતા બીજા વિષય તરફ દોડી જાયછે. કોઇપણ શિક્ષક શિક્ષણનું કાર્ય સર્વોપરિ

ગણે નહિ, બની શકતો સર્વકાળ તેમાં રોકવા આતુર હોય નહિ, અને શિષ્યો સાથે અથવા તેમને માટે કાર્ય કરવામાં સૌથી વધારે સુખ માને નહિ ત્યાંસુધી તે પોતાના ધંધામાં ખરેખર ફતેહ પામેલો ગણી શકાય નહિ.

આપણને હમેંશા કહેવામાં આવે છે કે પોતાના કાર્યમાટે ઉત્સાહ અને એકનિષ્ઠા ફતેહમંદ વ્યાપારી, ફતેહમંદ અધિકારી અથવા ફતેહમંદ રાજનીતિજ્ઞ (Statesman) માટે જરૂરના છે; અને તેટલાજ જરૂરના તે ફતેહમંદ શિક્ષક માટે પણ છે. શિક્ષકના ધંધામાં ઉચ્ચ સ્થાન પ્રાપ્ત કરવા માટે શિક્ષકે પોતાના કાર્યમાં બુદ્ધિબળની સાથે તેવોજ ઉત્સાહ અને એકનિષ્ઠા દેખાડવાં જોઈએ. ખરૂં જોતાં દ્રવ્ય અને અધિકાર મેળવવા કરતાં લાખો બાળકોનાં જીવન ઘડવામાં ઉત્સાહ અને એકનિષ્ઠ ભક્તિની વધારે જરૂર છે. શિક્ષક શિષ્યની સાથે હોય તેટલો વખત દરેક પળે તેને મદદ કરી શકે, કારણ કે આર્યાવર્તમાં જેમ હમેંશા શીખવવામાં આવ્યું છે તેમ ભલા મનુષ્યની પાસે રહેવાથી આપણા ઉન્નતિક્રમમાં સહાયતા મળેછે. શાળાથી દૂર જવા પછી પણ તેણે શિષ્યોના સંબંધીજ વિચાર કરવો અને તેમને માટે યોજનાઓ ઘડવી; પણ શાળાની બહાર જઇ તેનું મન બીજા સ્વાર્થોમાં રોકાઇ જતું હોય તો તે આમ કરી શકશે નહિ.

આ વિષય ઉપર હું ફરીથી મી. એરન્ડલના શબ્દો ટાંકીશ, "હું સવારમાં ઉઠું છું ત્યારે મારો પહેલો વિચાર સામાન્ય રીતે આખા દિવસમાં શું કરવાનું છે અને ખાસ કરીને મારે પોતે

શું કરવું છે તે વિષે હોય છે. હું સ્કૂલ અને કોલેજ ઉપર ઝડપથી માનસિક નજર ફેરવી કોઈ વિદ્યાર્થીને ખાસ પ્રકારની મદદની જરૂર છે કે નહિ તે જોઇ લઉં છું. આવા દરેક વિદ્યાર્થી વિષે મારી નોટબુકમાં હું નોંધ લઉં છું, જેથી દિવસના અરસામાં તેને બોલાવી શકું. પછી કોલેજના વખત પહેલાં, બાહારનું કામ હાથમાં લઉં તે અગાઉ, કોલેજના લેકચરની તૈયારી પૂર્ણ કરવા માટે જરૂર જેટલું તપાસી જાઉં છું. આટલામાં વિદ્યાર્થીઓ પોતપોતાના ગુંચવાડા, આશા અને ઉમેદો, મુશ્કેલી અને ચીંતાઓ સાથે આવતા રહે છે. કેટલાકો પોતાના સહેજ દરદ અથવા દુખાવા માટે ઉપાય કરાવવા આવે છે. વાતાવરણ પવિત્ર અને શાંતિવાળું રહે તેટલા માટે આ સર્વ વિદ્યાર્થીઓને મળવા સારૂ મારી એક ખાસ જગ્યા છે, અને બીજી બધી બાબતોનો વિચાર મારા મનમાંથી કાઢી નાખીને હું પ્રત્યેક ઉપર મારૂં સર્વ ધ્યાન એકાગ્ર કરવાનો પ્રયત્ન કરૂં છું અને તે જયાંસુધી હસ્તે મ્હોડે મારી પાસેથી જાય નહિ ત્યાંસુધી હું સંતોષ પામતો નથી."

આ જુસ્સાથી કામ કરે નહિ ત્યાંસુધી પોતાને માથે કેવી ગંભીર અને પવિત્ર જવાબદારી મુકવામાં આવી છે તેનો શિક્ષકને ખ્યાલ આવતો નથી. શિષ્યોની સાથે રહીને અને તેમની સાથે કામ કરીને ઈશ્વરની અને દેશની ખરી સેવા બજાવાય છે એમ તે સમજે નહિ ત્યાંસુધી શિક્ષકના નામને યોગ્ય કહેવાય નહિ. તેમની સાથે રહીને તેનું નિઃસ્વાર્થી અને સ્વાર્પણવાળું જીવન આચરણદ્વારા તેમનામાં પોતાની ફરજો સારી રીતે બજાવવાની હોંશ ઉત્પન્ન કરશે

અને આવી રીતે તેમનામાં સ્વદેશભક્તિ અને પુજ્યભાવની વૃદ્ધિ થશે આ શિષ્યો તેને સેંપાયલા ઈશ્વરના બાલકો છે—તેના હાથમાં મુકાયલી પ્રજાની આશા છે. પોતાનો બધો કાળ અને વિચારશક્તિ અર્પણ કરી તે પોતાની ફરજ નીમકહલાલીથી બજાવે નહિ અને શિષ્યોમાં ઇશ્વરભક્તિ અને સ્વદેશસેવાની ઇચ્છા અને તે પૂર્ણ કરવાની શક્તિ ઉત્પન્ન કર્યા વિના તેમને જગતના વ્યવહારમાં પડવા દે તો પોતાનો 'ટ્રસ્ટ' પાછો સોંપવાની વેળાએ તે ઇશ્વરને અને પ્રજાને શું ઉત્તર દેશે?

શિક્ષક અને શિષ્યોએ કર્મનો નિગ્રહ કરવો એટલે પોતાના કાર્ય ઉપર કાબુ રાખતાં શીખવું. શાળા માંહેલી પોતાની ફરજોને ભોગે બીજી પ્રવૃત્તિઓમાં હાથ નાખવો નહિ. જેઓ શ્રીગુરૂની સેવા કરવા ઇચ્છે છે તેમને તેઓ કહે છે કે "તમારે હમેંશના સાધારણ કર્મો પણ બીજાઓનાં કરતાં વધારે ખરાબ રીતે નહિ પણ વધારે સારી રીતે કરવાં જોઇએ." સારી રીતે અભ્યાસ કરવો એ શિષ્યની પ્રથમ ફરજ છે. કોઈપણ કારણથી શાળાના નિયમિત કાર્ય તરફ તેણે બેદરકારી દેખાડવી નહિ. શાળામાંજ શિષ્યની સર્વ પ્રવૃત્તિઓ સમાય એ ઉત્તમ છે એવું જાણીને ડાહ્યા શિક્ષક જેમાં તેઓ ઉપયોગી રીતે ભાગ લઇ શકે તેવી સર્વ પ્રવૃત્તિઓ માટે શાળામાં ગોઠવણ કરશે. જો કોઇ પ્રજાકીય સંસ્થામાં ભાગ લેવાથી તેમને લાભ થાય એવું જણાય તો શિક્ષક શાળામાંજ તેની શાખા ઉઘાડશે અને તેમાં પોતે બીજા શિક્ષકો સાથે ભાગ લેશે. દાખલા તરીકે "સન્સ ઑફ ઇંડીયા" અને "બોય સ્કાઉટ" નામની પ્રજાકીય સંસ્થાની શાખાઓ જુદી

જુદી શાળાઓમાં સ્થપાવી જોઇએ. બાળકની પ્રવૃત્તિનું સ્થાન જેમ ઘર છે તેમ યુવાનની પ્રવૃત્તિનું સ્થાન શાળા છે, એ શિષ્યોના મનઉપર ઠસાવવું જોઇએ. બાળક જેમ ઘરમાંથી પોતાનું જીવનતત્ત્વ અને શક્તિ મેળવે છે, તેમ શિષ્યોએ તે શાળામાંથી મેળવવું. શિષ્યનાં બધાં ઉપયોગી કાર્યો શાળાનાં એક અંગભૂત બનવાં જોઇએ, જેથી એ સર્વ તેની સામાન્ય કેળવણીનો ભાગ બને અને તેની વૃદ્ધિના બાકીના ભાગ સાથે બંધબેસ્તું થાય. શાળામાં વાદવિવાદ કરવા માટે "ડીબેટીંગ સોસાઇટીઓ" જોઇએ, જ્યાં વાદવિવાદ કરવાના નિયમો સારી રીતે જળવાય અને બાળકો વાદવિવાદ કરતી વખતે આત્મસંયમ રાખતા શીખે; નાટય કલા માટે "ડ્રેમેટીક કલબો" જ્યાં ભાવ પ્રદર્શિત કરતાં શીખાય; વિવિધ પ્રકારની કસરતો માટે "એથ્લેટીક ક્લબો" જ્યાં શરીર અને મન ઉપર કાબુ મેળવાય; ખાસ બાબતોના અભ્યાસમાં લાભ ધરાવનારાઓ માટે "લીટરરી સોસાઇટીઓ," અને ગરીબ વિદ્યાર્થીઓને મદદ કરનારી સંસ્થાઓ–આ સર્વ શાળાનાં અંગભૂત હોવા જોઇએ.

કેવાં સંજોગો વચ્ચે તેમનો દેશ આગળ વધે છે તે જાણવાની તક શિષ્યોને આપવી એ પણ અગત્યનું છે, કે જેથી તેઓ ચાલુ રાજપ્રકરણથી અલગ રહી સ્વદેશાભિમાનનો પાઠ શીખે. કમભાગ્યે હિંદમાં કેટલાક અવિચારી ઉશ્કેરણી કરનારાઓ છે જેઓ કહે છે કે સ્વદેશ પ્રેમ બીજી પ્રજાઓ તરફ ધીક્કાર દેખાડીને બતાવવો જોઇએ; વ્યાજબી જુસ્સાની લાગણીને પુરતો માર્ગ આપવા માટે જો શાળામાંજ દેશસેવા બજા-

વવાની તકો અપાતી હોય તો પછી શિષ્યો આ ઉશ્કેરણી કરનારાઓની વાત ઉપર લક્ષ આપશે નહિ. શાળા એવી કોઈ તક તેમને આપતી ન હોવાથી તેઓ તે મેળવવા શાળા બહાર નજર નાખે છે.

પ્રાણીઓને રક્ષણ, અકસ્માત વેળાએ તાત્કાલિક મદદ, અત્યંજ વર્ગને કેળવણી, પ્રજાકીય અને ધાર્મિક ઉત્સવો વેળાએ મદદ, અને એવીજ બીજી વિવિધ પ્રકારની સામાજીક સેવા માટે શિષ્યોની શકિત અને આસપાસની જરૂરીયાતો ઉપર લક્ષ આપી તેણે શિષ્યોને જુદા જુદા ટોળામાં વહેંચી આપવા. બાળકોને શાળામાં આવી રીતની સેવા બજાવવાની તક આપ્યાથી શાળાથી અલગ પડીને તે બજાવવાનો તેઓ વિચાર કરશે નહિ.

રમતો રમતી વખતે કાર્યમાં આત્મસંયમ બતાવવાની ઉત્તમ તકો મળે છે. રમતના મેદાનમાં તેઓ નવીજ સ્થીતિ અનુભવે છે કારણકે તે વખતે વર્ગની નીયમિત તાલીમ બંધ પડે છે અને શાળાના અધિકારી વર્ગની સત્તા વધુ વખત હોતી નથી. એવી વેળાએ બાહ્ય સત્તાની જગ્યા આત્મસંયમ લે નહિ તો રમતના મેદાનમાં બળવાન વિદ્યાર્થીઓ ક્રૂરતા દર્શાવી નબળાઓમાં ભય ઉત્પન્ન કરશે. રમતનાં સ્થાન બહુ સારી કસોટી પૂરી પાડે છે અને જો શિક્ષક રમત વેળાએ કેપટનના અધિકારને તાબે થવાનો અને નમ્રતા અને ઉચ્ચ મનોવૃત્તિનો દાખલો બેસાડે અને બે પક્ષમાં વહેંચાઈને રમત

રમાતી હોય ત્યારે બીજાઓ સાથે મળીને પોતાના પક્ષ માટે કેમ રમવું તે બતાવે તો વિદ્યાર્થીઓને આત્મસંયમ મેળવ-વવામાં ઘણી મદદ કરી શકે.

આમ કરવાથી શિષ્યો શિક્ષકને નવી દૃષ્ટીથી જોતાં થશે. આવી વેળાએ તે શિક્ષક તરીકેનો પોતાનો અધિકાર બતાવતો નથી પણ રમતના નિયમો અને સાથે રમનારાઓના લાભને વધારે ઉંચું સ્થાન આપે છે અને આંતરવૃત્તિ પ્રમાણે પોતાની જાતને નિયમમાં રાખે છે. શિષ્ય પોતાની સાથના વિદ્યાર્થી-ઓને ભોગે બની શકે તેટલી મોજ મારવાના ઈરાદાથી રમ-તના મેદાનમાં દાખલ થયો હશે તો પણ શિક્ષકના ઉપર જણાવેલા દાખલાથી તે જોશે કે બીજાઓ સાથે એકત્ર થઇને રમવાથી તે સૌથી વધુ સુખ મેળવવા પામશે. તેમજ તેની ખાત્રી થશે કે પોતાના લાભ કરતાં શાળાની કીર્તિ વધારવાના હેતુથી રમતી વખતે તે બહુ સારી રીતે રમે છે. જે બાળક રમતના ફટકાઓ કાળજીથી મારે છે અને બળ શાસ્ત્રીય રીતે વાપરી પોતાની શકિતનો બહુ ઓછો વ્યય કરે છે તે ઉત્તમ ખેલાડી ગણાય. સારા ખેલાડી થવાની ઇચ્છાથી તે શરીરને કેળવવા માંડે છે અને આ પ્રમાણે કર્મનો નિગ્રહ એટલેકે સ્થૂલ શરીરના કાર્યો ઉપર કાબુ મેળવે છે; આવો કાબુ મેળવ્યાથી તે મહત્વનો પાઠ શીખે છે કે આત્મસંયમ સુખની વૃદ્ધિ કરે છે અને ફતેહ અપાવે છે.

રમતના મેદાનમાં તે પોતાના સ્વભાવ ઉપર પણ કાબુ મેળવે છે, કારણ કે મિજાજ ખોઇ દેનાર બાળક કદી સારૂં રમી શકે નહિ-

તે ઉતાવળીઆ અને અધિરા નહિ થવાનું, તેના પક્ષની હાર વેળાએ વાણી ઉપર કાબુ રાખવાનું, અને જીત વેળાએ મિથ્યા ગર્વ નહિ દેખાડવાનું શીખે છે. આ રીતે તે અડગ અને સ્થિર ચારિત્ર ઘડે છે, જે તેને મોટી ઉમરે ઘણુંજ ઉપયોગી થઇ પડશે. આ સર્વ વર્ગ કરતાં રમતના મેદાનમાં વધારે સારી રીતે શીખાય છે.

૩. **સહનશીલતા**—આ બાબત ઉપર મારા ગુરૂદેવના શબ્દો મુખ્યત્વે તેમના શિષ્યો માટે છે છતાં પણ તેનો ભાવ સાધારણ જીંદગી ગુજારનારને પણ લાગુ પાડી શકાય. જે શાળામાં ખાસ કરીને જુદા જુદા ધર્મના બાળકો આવે છે ત્યાં સહનશીલતાનો ગુણ બહુજ અગત્યનો છે. મારા ગુરૂદેવ કહે છે કે '"તમારે સર્વ તરફ સંપૂર્ણ રીતે સહનશીલ થવું, અને તમારા પોતાના ધર્મની માન્યતાઓની માફક બીજા ધર્મના લોકોની માન્યતાઓમાં પણ ખરા દીલથી ઉત્સાહ ધરાવવો; કારણ કે તેઓનો ધર્મ પણ તમારા ધર્મની માફક પરમપદ મેળવવાનોજ એક માર્ગ છે. સર્વને મદદ કરવા માટે સર્વ સિદ્ધાન્તો બરાબર સમજવાં એ તમારે માટે જરૂરનું છે." આ બાબતમાં પ્રથમ દાખલો બેસાડવો એ શિક્ષકનો ધર્મ છે.

પણ ઘણાં શિક્ષકો એમ માનવાની ભુલ કરે છે કે તેમના વિચારો અને નિયમો સર્વ માન્ય છે અને દરેકે તે સ્વીકારવા જોઇએ. આ કારણને લીધે તેઓ શિષ્યના રીવાજો અને માન્યતાઓ નાશ કરવા અને તેની જગ્યાએ પોતે સારા માનતા હોય તે મુકવા આતુર રહે છે. ખાસ કરીને હિંદ જેવા દેશો

જ્યાં વિદ્યાર્થીઓ ઘણા ધર્મને લગતા હોય છે ત્યાં આવું બને છે. શિક્ષક દિલસોજીથી તેના શિષ્યોના ધર્મનું અધ્યયન કરે નહિ અને પોતાની માફક બીજાઓને તેમનો ધર્મ વહાલો છે એમ સમજે નહિ તો તે શિષ્યોની સર્વ ધર્મોમાં અશ્રદ્ધા ઉત્પન્ન કરશે. શિષ્યો જે ધર્મ પાળતા હોય તે વિશે હંમેશા આદરથી બોલવાની તેણે સંભાળ રાખવી, અને દરેકને તેના ધર્મના મૂળ સિદ્ધાંતોમાં દૃઢ બનાવવા અને જુદા જુદા ધર્મ પુસ્તકોમાંથી ઘટતા દૃષ્ટાંતો લઇ સર્વ ધર્મોનું ઐકય બતાવવું. દિવસના આરંભમાં થતી ધાર્મિક ઉપાસના જો સર્વ માટે સામાન્ય હોય તો તે વેળાએ આ દિશામાં ઘણું કરી શકાય. દરેકને તેના ધર્મના સિદ્ધાંતો શીખવવામાં આવતા હોય તે સાથે દિવસમાં એક વખત સર્વ ધર્મોનાં ઐકયની યાદ અપાતી હોય તો ઘણું સારૂં થાય. કારણ કે ગુરૂદેવ કહે છે તેમ "દરેક ધર્મ પરમપદ મેળવવાનોજ એક માર્ગ છે."

આવી રીતે જુદા જુદા ધર્મ માનનારાઓ શાળામાં એક બીજાના મતને માન આપે અને સંપીને રહે તો એક ઉત્તમ દાખલો બેસે. આ કામ પ્રજાના જીવનમાં શાળાના ખાસ કર્તવ્યોમાંનું એક છે એમ હું માનુંછું. ઘરમાં બાળક પોતાના જેવાજ મત ધરાવનારા સાથે રહે છે અને તેથી પોતાથી જુદા રીવાજ અને માન્યતાવાળાઓ સાથે પ્રસંગમાં આવવાની તેને તક મળતી નથી. પણ શાળામાં તે પોતાથી જુદા વિચાર ધરાવનારાઓ સાથે સંબંધમાં આવે છે. શિક્ષકે આ સર્વ

મતમતાંતરોનું રહસ્ય સમજીને તેમાં સમાયેલું ઐક્ય શોધી કાઢવું. તેણે શિષ્યના ધર્મ વિશે તિરસ્કાર ભર્યાં શબ્દો બોલીને અથવા અજ્ઞાનપણે ખોટું રૂપ આપીને ધર્મ તરફ તેને અસંતોષી બનાવવો નહિ. આવી રીતે વર્તવાથી શિષ્ય બધા ધર્મ તરફ ધિક્કારં બતાવતો થશે.

વળી દેશના જુદા જુદા ભાગોમાં ભિન્ન ભિન્ન રીવાજો હોય છે. આ રીવાજોને લોકો મોટું રૂપ આપેછે અને તેમને દેશના વિભાગોની નિશાની રૂપ ગણવાને બદલે ધર્મના અંગભૂત માનેછે; આથી તેઓ પોતાથી જુદા રીવાજો ઉપર ધિક્કાર અથવા અણગમાની નજરે જુએ છે અને અભિમાન ધરાવી બીજાઓથી અલગ રહે છે. પાશ્ચાત્ય મુલકોમાં આ મુશ્કેલી કેટલી મોટી છે તે હું જાણતો નથી, પણ હિંદમાં અમને એક બીજાથી દેશ દેશાવરના અંતર અથવા ધાર્મિક તફાવત વધારે રીવાજો કરતાં જુદા પાડેછે. દેશના પ્રત્યેક ભાગમાં પોશાક પહેરવાની ચાલ, ભોજન લેવાની રીત, વાળ રાખવાની ઢપ વગેરે નીરાળી હોય છે. અને મેં જોયું છે કે શાળામાં પોતાથી દેખાવમાં. અથવા ટેવમાં જુદા પડતા શિષ્ય તરફ તેના બંધુઓ તિરસ્કારની નજરે જુએ છે. શિક્ષકે આવા નજીવા તફાવતો ઉપર લક્ષ નહિ આપવા અને તેને બદલે સર્વ એક માતૃભૂમિનાં બાળકો છે એમ વિચાર કરતાં શીખવવું.

અગાઉ જણાવ્યું છે તેમ શિષ્યોમાં બીજી પ્રજાઓ તરફ ધિક્કારની લાગણી વગરનો સ્વદેશ પ્રેમ ઉત્પન્ન કરવો. અત્રે એટલું

ઉમેરી શકાય કે બીજી પ્રજાઓને સમજવી અને ચ્હાતાં શીખવું. એ સહનશીલતાના ગુણનો એક ભાગ છે. બાળક પોતાના અને બીજા દેશોના ઇતિહાસ શીખે છે પણ તે હાલમાં શીખવાય છે તેમ લડાઇ જેવા પ્રસંગોથી પૂર્ણ હોય છે. છતાં શિક્ષકે દેખાડવું જોઈએ કે લડાઈઓથી આસપાસ કેવું દુઃખ પસરે છે અને જો કે ઉત્ક્રાંતિક્રમ (evolution) આ લડાઇઓથી અટકતો નથી પણ ઉલટું તેનો ઉપયોગ કરી આગળ વધે છે, તોપણ દ્વષભાવ કરતાં સુલેહ અને સંપથી વધારે ફાયદો થઇ શકે તેમાં શક નથી. રહેણી કરણીની જુદી જુદી રીતોના સંબંધમાં જો બાળકોને અવિશ્વાસ અને અણગમને બદલે સારી લાગણી અને દીલસોજીથી જોતાં કરવામાં આવે તો મોટી ઉમરે તેઓ સર્વ પ્રજાઓ તરફ મોટું મન, સહનશીલતા અને આદર બતાવશે.

૪. ચિત્તની પ્રસન્નતા.—શિષ્યોને ખરી રીતે ચ્હાનાર દરેક શિક્ષકે શાળાના વખતમાં આનંદીજ રહેવું જોઇએ. કોઇ પણ બહાદુર પુરૂષ નિરાશ થતો નથી, પણ શિક્ષકમાં નિરાશા ખાસ હાનિકારક છે, કારણકે તે દરરોજ ઘણા બાળકોના સંબંધમાં આવેછે અને પોતાના મનની સ્થીતિ તેમની વચ્ચે ફેલાવે છે. શિક્ષક ઉદાસીન હોય તો બાળકો કદી લાંબા કાળ સુધી આનંદી અને સુખી રહી શકે નહિ અને તેઓ આનંદી અને સુખી હોય નહિ ત્યાંસુધી સારી રીતે શીખી શકે નહિ. જો શિક્ષકો અને શિષ્યો શાળાજીવન આનંદમય બનાવશે તો તેમનું કાર્ય વધારે સહેલું બનશે અને શાળાને તેઓ એક એવી જગ્યા ગણશે જ્યાં થોડા કાળ સુધી પોતાની સર્વ ચીંતા અને મુશ્કેલીઓ ભૂલી જઇ શકે.

શાળાના દરવાજામાં દાખલ થતી વેળા ચીંતા અને ઉદાસીનતાના સર્વ વિચારો દૂર હાંકી કાઢવાની શિક્ષકે ટેવ પાડવી કારણ કે શાળાના જે વાતાવરણમાં બાળકોને રહેવું અને મોટા થવું છે ત્યાં પોતાના હિસ્સા તરીકે તેણે આનંદ અને ઉત્સાહ ભરવો જોઇએ. નિરાશા અને ઉદાસીનતા દૂર કરવાનો ઉત્તમ માર્ગ ઉજવળ અને રસિક વિષયમાં પોતાનું મન રોકવાનો છે અને પોતાના વિદ્યાર્થીઓ પાસે જતાં આ ઉપાય તે સહેલાઇથી લઈ શકે. વિચારો લક્ષ ન આપવાથી મરણ પામે છે અને ઉદાસીનતા સાથે લડવા કરતાં ત્યાંથી પોતાનું મન બીજા વિષયપર ફેરવી નાંખવું એ વધારે સારૂંછે. આનંદથી જીંદગી લંબાય છે જ્યારે ઉદાસીનતા તેને ઘટાડેછે પણ ઉદાસીનતાને હાંકી કાઢયાથી શિક્ષક પોતાની શકિત વધારેછે. કુટુંબનો ભાર પોતાઉપર હોય ત્યારે ચીંતાથી મુક્ત રહેવું શિક્ષક માટે ઘણીવાર કઠિન હોય છે; તેમ છતાં ચીંતાઓ શાળામાં નહિં લાવવાનો તેણે પ્રયત્ન કરવો.

મી. એરન્ડલ મને કહે છે કે ચીંતાનું ગમે તેટલું કારણ હોય તોપણ કોલેજના દરવાજામાં પેસતાંજ આનંદી થવાની તેમણે ટેવ પાડી છે. કારણ કે તેઓ લખે છે કે "મારા ફાળા તરીકે હું શાળાને દરરોજ આનંદ અને ઉત્સાહ આપવા માંગુંછું અને તેટલા માટે દર દિવસે કોલેજના દરવાજામાં પેસતાંની સાથેજ બહારથી આનંદી દેખાવ ધરવાનો પ્રયત્ન કરવાથી અંતે ખરેખર તેમ થવામાં હું ફતેહ પામ્યો છું. મારી ઓફીસ તરફ જતાં રસ્તામાં કોઇ નિસ્તેજ અથવા ઉદાસીન વિદ્યાર્થી મને મળે તો તેની ગ્લાની સામે મારા આનંદને હું આગળ કરૂંછું અને આવી રીતે

તેની ગ્લાની તુરત દૂર હાંકી કાઢું છું. તે પછી ઇશ્વર ઉપાસના વેળાએ ધાર્મિક શિક્ષકની પાસે મારી બેઠક લઉં છું ત્યારે મારી સમક્ષ બેઠેલા પ્રિય યુવાન વિદ્યાર્થીઓ પર શ્રીગુરૂના આશિષ માટે તેમની પ્રાર્થના કરૂં છું અને શ્રોતાઓમાં એક પછી એક દરેક તરફ નજર કરતી વેળાએ તેમની ઉપર પ્રેમ અને દીલસોજીનો અખંડ ઝરો વહેતો કરવા પ્રયત્ન કરૂં છું.

મેં આગળ કહ્યું છે તેમ શિક્ષક સારા કે ખરાબ મિજાજમાં છે તે જાણવા વિદ્યાર્થીઓ તેના ચહેરા ઉપર બારીક નજર રાખેછે. શિક્ષક આનંદી અને પ્રેમાળ હોય છે, તો શિષ્યો તેની ઉપર વિશ્વાસ રાખતાં શીખે છે અને પછી તેની તપાસ વધુવાર રાખતા નથી. આમ થવાથી સર્વ જાતની ચીંતા અને ભાર જતો રહેછે. શિક્ષક જો સર્વદા આનંદી હોય, તો નિરંતર ઉત્સાહ અને સારી લાગણીનો ઝરો વહેતો રાખી શિષ્યોમાં નવું જીવન ઉમેરે છે, તેમનું લક્ષ વધારે ઉત્તેજિત કરેછે, અને પોતાની દિલસોજીથી તેમની બેદરકારી ઉપર વિજય મેળવે છે.

રમતના મેદાનમાં જેવી રીતે શિષ્ય કર્મનો નિગ્રહ શીખે છે તેમ તે આનંદીપણાનો ગુણ પણ ત્યાં ખીલવે છે. હાર પામવા પછી આનંદી રહેવાથી ચારિત્ર દૃઢ બને છે અને હાર પામ્યાં છતાં જે વિદ્યાર્થી હરાવનાર પક્ષની સાથે ખુશમિજાજ અને આનંદથી ભેળાય છે તે મરદાનગીના ખરા માર્ગ ઉપર છે એમ સમજવું."

૫. એકાગ્રતા—કાર્યના દરેક ભાગ ઉપર ધ્યાન એકાગ્ર કરી તે બને તેટલું ઉત્તમ રીતે કરવું તેનો ઘણો આધાર આપણને કેટલો રસ પડે છે તે ઉપર છે. જો પોતાના કાર્યમાં રસ

લે નહિ અને તેને બીજા સર્વ કાર્ય કરતાં વધારે ચાહે નહિ તો શિક્ષક ખરેખર એકાગ્ર થઇ શકે નહિ. શાળાની ફરજોમાં તેનું મન એટલું તો ગુંથાઇ જવું જોઇએ કે નિરંતર તે વિદ્યાર્થીઓ માટે યોજનાઓ ઘડવામાં રોકાયલું રહે અને દરેક ચીજ પોતાના ખાસ કાર્યની દૃષ્ટિથીજ જોય.

એકાગ્રતામાં ઉત્સાહ પણ સમાઇ જાય છે, પણ ઉચ્ચ ભાવનાઓ વગર ઉત્સાહ આવવો અશકય છે તેથી જે શિક્ષકને એકાગ્ર થવું છે તેણે પોતાની શાળા માટે ઉચ્ચ ભાવનાઓથી પૂર્ણ બનવું. આ ભાવનાઓ તેનું ધ્યાન તીવ્ર બનાવશે અને બહુજ નાની બાબતો ઉપર તે તેને એકાગ્ર કરી શકશે. તે પોતાના લક્ષમાં એક આદર્શ (નમુના) રૂપ શાળા રાખી મુકશે અને પોતાની શાળાને બને તેટલી તેના જેવી બનાવવા પ્રયત્ન કરશે. તેટલા માટે એકાગ્રતાનો ગુણ પ્રાપ્ત કરવા સારૂ શિક્ષક ચાલતી આવેલી સ્થીતિથી સંતુષ્ટ ન થતાં તેને સુધારવાની દરેક તક લેશે.

શિષ્યોની શક્તિ અને પ્રજાની જરૂરીયાતો વિશે શિક્ષક જેમ વધુ જાણશે તેમ તેની ભાવનાઓ કેટલેક અંશે બદલાશે. આ પ્રમાણે જે ભાવનાઓની મદદથી તેણે શરૂઆતમાં એકાગ્રતાનો ગુણ સંપાદન કીધો તે ભાવનાઓથી વખતના વહેવા સાથે તે ઘણો દૂર નીકળી જાય એ સંભવિત છે. છતાં હજી ભાવનાઓજ તેને દોરશે, 'પણ તે ભાવનાઓ હવે વધારે વ્યવહારૂ રૂપ લેશે અને તેટલા માટે તેની એકાગ્રતા વધારે તીવ્ર બનશે અને વધારે મોટાં પરીણામો નીપજાવશે.

શ્રી ગુરૂદેવના ટાંકેલા બે વચનો એકાગ્રતા કઇ દિશામાં કામ કરે છે તે બહુ સ્પષ્ટ રીતે દર્શાવે છે. “જે કામ તારા હાથમાં આવે તે તારી સંપૂર્ણ શક્તિથી કરજે” અને “તમે જે કાંઇ કામ કરો તે મનુષ્યોને માટે કરવાનું છે એમ નહિ સમજતાં, ઇશ્વરનેજ ખાતર કરવાનું છે એમ સમજીને ખરાં દીલથી કરો.” ગમે તે કાર્ય કરવાનું હોય પણ તે સંપૂર્ણ રીતે કરવું; પણ આ કાર્ય “મનુષ્યોને માટે ઇશ્વરે યોજેલી યોજનાને” બંધબેસતું હોવું જોઇએ અને તે પ્રભુ પ્રીત્યર્થે થવું જોઈએ. ગુરૂદેવ કહેછે કે “દરેક કાર્ય ધાર્મિક જુસ્સાથી કરવું—પ્રભુ સમક્ષ ધરવા માટે તે પવિત્ર પ્રસાદી હોય એમ માની તે કરવું. ‘હે પ્રભો! હું આ કાર્ય તારે નામે અને તારે માટે કરૂં છું.’ આવો વિચાર કર્યાપછી ઇશ્વરને મારા સર્વોત્તમ્ કાર્ય શિવાય બીજું મારાથી કેમ અર્પણ થાય? ખાસ તેને અર્થે કરવામાં આવતો કાર્યનો કોઈપણ ભાગ હું બેદરકારી અથવા બેધ્યાનપણે કેમ કરી શકું? પ્રભુ પોતે તુરતમાંજ તે જોવા આવનાર છે એમ તમે જાણતા હો ત્યારે તમારૂં કાર્ય કેવી રીતે કરો તેનો વિચાર કરો; અને પછી સમજો કે તે ખરેખર જુએ છેજ કારણકે જે કાંઇ બને છે તે તેના ધ્યાન બહાર થતું નથી. આમ જાણ્યા પછી તમારી ફરજ તમે ‘મનુષ્ય અર્થે નહિ પણ ઇશ્વર અર્થે બજાવશો.’”

વળી શિક્ષક નાના તાત્કાલિક લાભનો વિચાર ન કરતાં ઉન્નતિક્રમના સિદ્ધાંતોના પોતાના જ્ઞાન પ્રમાણે સર્વ કાર્ય કરશે. શિક્ષકે ધીમે ધીમે ઉન્નતિક્રમમાં પોતાનું સ્થાન શું છે તેનું જ્ઞાન મેળવવું, જેથી પોતાના સંબંધમાં તે એકાગ્રતા જાળવી શકે. કારણકે જ્યાં સુધી પોતાની ઉચ્ચ ભાવનાઓ તરફ તે એકાગ્રતા દર્શા-

વશે નહિ ત્યાં સુધી આસપાસનાઓ ઉપર તે અસર કરી શકશે નહિ. જે ભાવના તરફ શિષ્યોને દોરવાની તે આશા રાખે છે તેનું ઝાંખું પ્રતિબિંબ તેના પોતામાં દેખાવું જોઇએ. એ ભાવના આવી રીતે પ્રદર્શિત કરતી વેળાએ કેટલીક એવી બાબતો ઉપર તેનું લક્ષ ખેંચાશે જે સાધારણ રીતે તેની નજરે નહિ પડે અથવા જેને તે બીનઅગત્યની તરીકે ગણી કાઢશે.

દૃષ્ટિ સમક્ષ એક સર્વોપરિ અને મુખ્ય ભાવના મુકી શિક્ષક અને શિષ્યોએ દરરોજના વ્યવહારમાં તે આણવા પ્રયત્ન કરવો એ એકાગ્રતા પ્રદર્શિત કરવાનો ખરો માર્ગ છે. આથી સર્વનાં નાનાં જીવન ઇશ્વરની શક્તિથી ઉત્તેજીત થશે અને ઇશ્વરના એક જીવનના સર્વે જ્ઞાત ભાગીદારં બનશે. દાખલા તરીકે સેવા કરવાની ભાવના એટલી પ્રકાશિત બને કે જેથી દરરોજનું જીવન સેવા કરવાના સતત્ પ્રયત્નમાં ગાળવામાં આવે.

૯. શ્રદ્ધા.—શિક્ષકના ગુણોમાં પ્રેમનો ગુણ પ્રથમ મુકવામાં આવ્યો છે અને આ નાનાં પુસ્તકને અંતે શ્રદ્ધાનો ગુણ આપવામાં આવ્યો છે તે પણ યોગ્યજ છે. શિક્ષકને જો ધારેલી નેમમાં પાર પડવાની પોતાની શકિત વિશે વિશ્વાસ નહિ હોય તો પોતાના શિષ્યોમાં તેવો વિશ્વાસ તે ઉત્પન્ન કરી શકશે નહિ. પણ મનુષ્યની 'પ્રવૃત્તિઓનાં સર્વ વિભાગોમાં ફતેહ પામવા માટે આત્મશ્રદ્ધાની બીલકુલ જરૂર છે. શ્રદ્ધા રાખવાના આપણા હક વિશે ગુરૂદેવે બહુ સુંદર શબ્દોમાં કહ્યું છે કે "તમારે તમારા પોતાનામાં વિશ્વાસ રાખવો. શું તમે એમ કહો છો કે તમે તમને પોતાને ઘણી સારી રીતે ઓળખો છો? જો તમને એમજ લાગતું હોય તો જાણજો કે

તમે તમને પોતાને ઓળખતાજ નથી. તમે જેને ઓળખો છો તે તો નબળું બહારનું આવરણુ—પંચમહાભુતનું પુતળુંજ છે; અને તે ઘણી વખત કીચડમાં લપટાયું છે. પણ તમે—શુદ્ધ તમે તો ઇશ્વર રૂપ અગ્નિના એક વિસ્ફુલ્લિંગ એટલે કે અંશ છો; ઇશ્વર કે જે સર્વ શક્તિમાન છે તેજ ઇશ્વર તમારામાં છે, અને એ કારણુસર આ વિશ્વમાં એવું કાંઇ નથી જે તમે દ્રઢનિશ્ચય કરો તો કરી શકો નહિ."

પોતાના શિષ્યોને શીખવવા અને જગત્‌ના વ્યવહાર માટે તેમને કેળવવા પોતે શક્તિવાન છે એટલો વિશ્વાસ શિક્ષકને પોતા માટે હોવો જોઇએ. આ શક્તિ શિષ્યોને મદદ કરવાની ઇચ્છા અને તેમને માટેના પ્રેમમાંથી ઉત્પન્ન થાય છે અને ઇશ્વરી જીવન જેના સર્વે એક સરખા ભાગીદાર છે તેમાંથી પોતાનું સત્ત્વ મેળવેછે. શિક્ષક અને શિષ્યો સર્વે અંતર્દષ્ટિથી એક છે અથવા "ઇશ્વર રૂપ એકજ અગ્નિના" અંશ છે અને તેટલામાટે ઇશ્વરી એકજ જીવનમાંથી મળેલા અંશ મારફતે શિક્ષક મદદના જે પ્રયત્નો કરશે તે શિષ્યરૂપી ઈશ્વરી જીવનના બીજા અંશને જરૂર પહોંચશે અને ઉત્તેજિત કરશે એવી ખાત્રી રાખવાનું તેને દરેક કારણુ છે.

હમેંશા શિક્ષક પોતાના કાર્યની અસર જોઇ શકશે નહિ. તેની ખરી અસર શિષ્યોનાં પ્રફુલ્લિત થતાં ચારિત્રમાં દેખાવી જોઇએ. પરીક્ષાઓમાં મળતી ફતેહ, અથવા રીપોર્ટો અને તપાસણીમાં જણાવવામાં આવતા મત અથવા શબ્દો ઉપરથી કોઈપણ શિક્ષક પોતાના કામ માટે સંતોષ લઇ શકે નહિં. પણ જ્યારે તેને જણાય છે કે શિષ્યોની સેવા કરવાની આતુરતાથી તેની દૈવી પ્રકૃતિ પવિત્ર અને દૃઢતર બની છે અને જ્યારે શિષ્યોનો ઇશ્વરી અંશ તેના

ઈશ્વરી અંશને ઉત્તર આપતો હોય તેમ પ્રકાશતો દેખાયછે ત્યારે તેને અત્યંત સુખ ઉપજે છે, ત્યારે તેને શાંતિ મળે છે કે તેણે શિષ્યોમાં તેમના દિવ્ય સ્વરૂપનું જ્ઞાન જગાડયું છે જે વખતના અરસામાં તેમને સંપૂર્ણતાની ટોંચે લઈ જશે.

પોતામાં અને શિષ્યોમાં એકજ ઈશ્વરી જીવન છે અને શિષ્યો ઉત્સાહ અને બળ માટે તેની તરફ જુએ છે તેટલું આત્મશ્રદ્ધા માટે શિક્ષકને પુરતું કારણ છે. પોતામાં જે કાંઇ સર્વોત્તમ હોય તે બહાર દેખાડતો રહે તો શિક્ષકે ખાત્રી રાખવી કે એવો એક પણ શિષ્ય નહિ હોય જે થોડા ઘણા અંશમાં પણ અનુરૂપ ઉત્તર નહિ આપે—જો કે આ ઉત્તર શિક્ષકની નજરે કદાચ ન પડે.

શિષ્યોએ પોતાની તરફથી શિક્ષકમાં પૂર્ણ વિશ્વાસ રાખવો. તેઓએ તેને ચ્હાતા અને તેનામાં ભરોસો રાખતા શીખવું; પણ જ્યારે શિક્ષક તેમના પ્રેમને લાયક બને છે ત્યારે આ ભરોસો પોતાની મેળે આવે છે.

શિક્ષક અને શિષ્યોના ઈશ્વરી જીવનની એકમેક ઉપર અસર તેમને એક બીજાની વધારે નજીક આણશે. શાળામાં એકજ કુટુંબના નાના અને મોટા ભાઈ તરીકે તેઓ રહેશે. શિષ્યો શાળાના નાના પ્રદેશમાં ભ્રાતૃભાવથી રહીને મોટી ઉમરે આખી પ્રજાના સંબંધમાં તે લાગણી દર્શાવવાનું શિક્ષણ મેળવશે. ત્યારપછી ધીમે ધીમે તેઓ શીખશે કે આખા જગતનું માત્ર એકજ મોટું ભ્રાતૃમંડળ—સર્વમાં એકજ ઈશ્વરી જીવન રહેલું છે. આ ભ્રાતૃમંડળના છુટક મેમ્બરો—જુદા જુદા અંશો જાણતા અથવા અજાણતા ઈશ્વરી જીવનજ પ્રગટ કરી રહ્યા છે. જે શિક્ષક પોતાનું દિવ્ય સ્વરૂપ જાણે છે તે ખરો સુખી છે; અને મનુષ્યના દિવ્ય સ્વરૂપનું જ્ઞાન પોતાના શિષ્યોને આપવું તે તેનો છિનવી ન શકાય એવો હક્ક છે.

---

